# સ્તુતિનાં ગીતો.

# Songs of Praises.

અંગ્રેજીમાંથી ભાષાંતર કરેલાં તથા દેશી ગીતોની

## ચોપડી



કર્તા અને પ્રકાશક મથુસેલાહ ઝવેરભાઈ ઠાકોર.

મિશન હૉસ્પીટલ.

નડીઆદ.

આવૃત્તિ ૧લી    નકલ ૫૦૦    સને ૧૯૨૫.

કિંમત ચાર આના.

શ્રી શારદા વિજય પ્રી પ્રેસમાં હરજીવનદાસ અમરશી શાહે છાપી.

અમદાવાદી બજાર—નડીઆદ.

# English Index.

---

## ગીતોનું સાંકળીયું.

## ૧ દેવનું ભજન—સ્તુતિ.

" Praise my soul, the King of heaven. "

(૧૦૩ ગીત) ૮. ૭. ૪ ૭ સ્વરો

Tune-Dismissal. S S 247

સ્તવ, મજ આત્મા, દિવ્ય ભૂપને લાવ તુજ અર્પણ તેને પાય,
પામ્યો ક્ષમા, સુખ, સુ રૂપને, તુજ વીણ કોણ તેના ગુણ ગાય?
ગા, સ્તવને! ગા સ્તવને! તારા સનાતન ભૂપને! ૧

તે તારા પાપ કરે છે માફ, ને કરે છે બૌ ઉપકાર,
ને તારા રોગ કરે છે માફ, ને આપે છે બળ અપાર
ગા સ્તવને! ગા સ્તવને! તારા સનાતન ભૂપને! ૨

પિતા પેઠે લે છે સભાળ, ગરજ l પુરી પાડે,
ન્યાયી છતા છે બૌ કૃપાળ સર્વ પાપને દુર કાઢે
ગા, સ્તવને! ગા સ્તવને! તારા સનાતન ભૂપને! ૩

દીન આયુના તે જાણે છે, ને જાણે, કે તુ છે ધુળ,
તેથી કૃપા નીત ચાહે છે, ને કરે પ્રિતિ અતુલ
ગા, સ્તવને! ગા સ્તવને! તારા સનાતન ભૂપને! ૪

---

## દેવ-પિતા.

GOOD SHEPHERD. (ગીત ૨૩મું).

### ઉત્તમ ઘેટાં પાળક.

" The Lord is my shepherd. " (૧૧ સ્વરો)

Tune-Good Shepherd.
or Judia M. H. 104.
or Portuguese Hymn

દેવ છે મારો પાળક, ન ખોટ જાણું કાંય,
લીલા બીડમા ચારી પમાડે આરામ

તે જીવન જળ પાસે મને દોરી જાય,
પ્રભુ તો શોધે ને દુઃખ હરે તમામ ૧
મોતની ખીણમાં થૈ મારે જવું જો થાય
તું દોરે મને તો ભુંડાયની શી બીક ?
તુજ સોટી બચાવે ને છડી દે સાં'ય
ના ભય મને નડે જો તું છે નજીક ૨

તે જમાડે મને મુજ શત્રુઓ માંય
મુજ પ્યાલું ઉભરાય વડે આશિષ અપાર
તું ચોળે તેલ માથે દીલ તેથી હર્ખાય
શું માગું વિશેષ આથી તેને દાતાર ? ૩

ને હવે હે દેવ, તારી દયા ને પ્રીત,
માથ આવે ક્યાં લગ તને મળું આકાશ
જે માર્ગે ભટકતો આવ્યો તેમાં હું નીત,
શાધું તુજ પ્રેમી રાજ્ય- જેમાં મુજ વાસ ૪

---

## ૩ દેવનું ભજન-તેની સ્તુતિ.

"Come every joyful heart"

(૬ ૬ ૬ ૬ ૮ ૮ સ્વરો)
Tune-S S 230

આવો, સૌ દીલ હર્ખીત નામ ત્રાતાનું ગાનાર,
રે, ગાઓ મીઠાં ગીત ને સ્તવો તેનો પ્યાર,
કાં સૌને કે આવે બધાય પ્રેમનું દેવું લે ખ્રિસ્તને પાય ૧
તે રાજ તાજ ને આકાશ છોડી ખાલી થયો
ને આવ્યો માનવ પાસ રકત વેવાડી મર્યો
જે સહ્યું તેણે ન થાય ધ્યાન મોત નર્કથી તારવા આપણા પ્રાણ ૨
તે ઉઠયો તજી ઘોર દીન રવિને સવાર
શત્રુનું તોડી જોર વર્તાવ્યો જયજયકાર
સ્વર્ગ માર્ગે ગયો તે જીતનાર ને રાજ કરે સા ખ્રિસ્ત તારનાર ૩

તે ફરીથી આવશે લૈને સ્વર્ગી વિમાન,
બેસાડી લૈ જશે સૌને રમ્ય નિધાન,
ત્યા જોઇશુ તેનુ પ્રેમી મૂખ અને ભોગવીશુ સદા સુખ ૪

---

## ૪ દેવનું ભજન-સવાર.

" Awake, the night is gone. "

૬ ૬. ૮ ૬ સ્વરો

Tune-St Thomas M H 22

રે, જાગો, ગઈ રાત ઉગ્યુ રકય પ્રભાત
રે, જાગો, ને કામે લાગો, આગળી ઇશ્વર તાત. ૧

સંભાળ લીધી આ રાત, ને દીધી ઉંઘ સારી,
ને ઉઠાડયા છે ક્ષેમ કુશળ, દેખાડી રે'મ ભારી ૨

દુખની રાત કાઢીને દેખાડી છે સવાર,
લાગો, સર્વે કામે લાગો માની દેવનો ઉપકાર ૩

આ ગાજો મોટી પ્રીત ઇશ્વર પિતા તણી
શાસ્ત્ર વાચી પ્રાર્થના કરી આગો મદદ ઘણી ૪

સૌ વાતમા ને ચાલમા કરો ખ્રિસ્ત મહિમાવાન
શેતાન તો ન બગાડે કામ માટે રે'જો સાવધાન. ૫

રે, ત્રાતા, દિવસ ભર રે'જે અમારી સાથ,
પાપ ને ગુનાહથી બચાવી ચલાવજે ધરી હાથ. ૬

---

## દેવનું ભજન-વિદાય-સાંજ.

## *૫ વિદાય થતી વખતે ગાવાનું ગીત.

" Saviour, again to Thy dear name "

૧૦ સ્વરો.

Tune-Ellers M H 38

ત્રાતા, ફરી તુજ પ્રિય નામ લેઍ,
એક ચિત્તે તને સુસ્તવન દૈએ,

ઉભા થઇ તને ધન્ય કહીએ,
ને આશિષ કાજ ધીમેથી નમીએ ૧

ઘેર જતા શાંતિ દીલે તુ ભગાવ
દીન પેઠે રાત તુથી પુરી કરાવ,
આ ભેગા થયા છીએ તુજ નામે,
તો પાપથી બચાવ રે' અંતર ધામે ૨

હે, પ્રભુ શાંતિ દેજે આખી રાત,
આ રાતને કાઢી દેજે સુપ્રભાત,
ભય ને જોખમથી તવ બાળો સંભાળ,
કે સમાન તને અંધાર ને અજવાળ ૩

જીવન ભર શાંતિ પ્રભુ આપજે,
દુઃખમાં દીલાસો, યુદ્ધમાં સાય થજે,
ને જ્યારે "યુદ્ધબંધ" કે તારી વાણી,
રાખ, અમને અનંત શાંતિએ આણી ૪

---

## ૬ દેવનું ભજન-પ્રભુવાર.

"To day the Sabbath has come"

૬ ૬ ૪ ૬ ૬ ૬ ૪
Tune-M. H 2

આજ આવ્યો શાબ્બાથ વાર માનો દેવનો ઉપકાર
હર્ખે સદાય !

જઇને સભાસ્થાન, ગાઇને મીઠા ગાન,
સ્તવો, ખ્રિસ્ત દયાવાન, પ્રેમે બધાય ! ૧

સ્તભે જે જડાયો, તે આજે ઉઠડાયો
ગાઓ, તે પ્યાર !

મોકલી આત્મા વિમળ, હતા જેઓ અબળ,
કીધા મહુ સબળ, ધન્ય આ વાર ! ૨

ધન્ય એ શાબ્બાથવાર ! દેનાર આરામ અપાર
ગાઉં તુજ પ્યાર !
તુજ પર સૌ જગ્યામાય લોકોના સમુદાય,
એક ચિત્તે એકઠા થાય, એ સુખી વાર ! ૩
રોજ પાળો આ શાબ્બાથ, કુટૂંબ ને સગા સાથ,
ને તજો શોક !
ઇશ્વરને કરી યાદ, કાઢીને હર્ષના નાદ !
સભળાવો સઘળી દાદ રે, સઘા લોક ! ૪

## ૭ દેવનું ભજન-તેની સ્તુતિ.

રાગ-તામીલ

ગવમાન ને મહિમા ને ધન્યતા સ્તુતિ ગાન !
સદા તને હોજો રે જગ ત્રાતા પ્રિતિવાન ! ટેક
મજ લીધે આવ્યો તુ છોડી આસમાન
માટે આભાર માનતા પ્રિને ગાઉ છુ આ ગાન ૧
દુખો સહી થભે થયો કુરબાન
બચાવ્યો તે મને વે'વાડી લોહી મૂલવાન ૨
મોત પામી સુતો કબરમા તારનાર,
ત્રીજે દીને મરણ જીતી આવ્યો કબર બહાર ૩
હાલ તુ મહિમા ભોગવે પિતાની સાથ
ત્યા મજ લીધે સદા પ્રીતે કરે વકીલાત ૪
રે, સંધા લોકો જાણો આ તારનાર
શર્ણે આવો, પ્રિતે ભજો, ને ગાઓ આ વાર ૫

## ૮ ત્રાતાની સ્તુતિ.

ચોપાયા, હિંદવી રાગ

સ્તવ, ગાન કરો જગ વાસી અજબ પ્રિત જાણી ખ્રિસ્તની ટેક
દીવ્ય પ્રિતિમા વૈભવ પુરે, રાજ્યાસન પર જે વિરાજે,
ગૌરવ, સ્તુતિ, માન. ધન્યતા અરપો એક અવાજે. ૧

દેવ પિતાનો તન એ વા'લો, નભનો જે અધિકારી,
માનવ તારણ કારણ ધાર્યો, અવનીમા દેહ ધારી ૨

ગામે ને શહેરે વનમા ફરીને, સહુને સુબોધ દીધો,
રોગી જનના રોગ નિવાર્યા, સહુ પર જે પ્રેમ કીધો ૩

જગત્રાતાએ સહુ વિશ્વ કષ્ટો, સોષ્યા માનવ લીધે,
મોત નરકથી સહુને ઉગાર્યા, ક્રુર થએ પ્રાણ દીધે ૪

પાપી જનોનુ તારણ સાધી, ગોરમા જે કીધ વાસો,
ઉઠ્યો ત્રીજે દીને શત્રુ હરાવી, હરખાવ્યા નીજ દાસો ૫

એને લીધે સહુ કરતા એને ઉચ્ચ કીધો નીજ તાતે
ને ત્યા આપણી દાદ લઇને ચડે છે તે વકીલાતે ૬

દાસ કહે છે રે, જગવાસી, માનવ તારક જાણો
સ્વર્ગી સુખ જે લેવા ચહોછો ત્રાતા ખ્રિસ્તજ માનો ૭

---

## ૯ દેવપુત્ર-તેનો અવતાર

રાગ—"આવો, આવો, આમ."

ગાઓ, ગાઓ ગાન સૌ આનદે આ વાર,
બેથલેહેમમા જન્મ્યો આજે ઇસુ તારણહાર ! ટેક

પ્રિય પુત્ર પિતાનો, ને નભનો હર્ષ અપાર
જગને તારવા જન્મ્યો આજે, ઇસુ તારણહાર ! ૧

રાજાઓનો રાજા અને શાન્તિનો સરદાર,
ગભાણ માહે જન્મ્યો આજે, ઇસુ તારણહાર ! ૨

જુઓ દૂતો હર્ષે ગાએ ખ્રિસ્તનો જયજયકાર
બેથલેહેમમા જન્મ્યો આજે ઇસુ તારણહાર ! ૩

બેઠા સાથે ગયા ભરવાડ સુણી સમાચાર
"તમો લીધે જન્મ્યો આજે ઇસુ તારણહાર" ! ૪

વિવિધ અર્પણો લે ચાલ્યા માગીઓ તે વાર
બેથલેહેમમા જન્મ્યો આજે ઇસુ તારણહાર ! ૫

દુતો સાથે ગાઓ હર્ષે આ ઔ અજબ પ્યાર !
બેથલેહેમમા જન્મ્યો આજે ઈસુ તારણહાર ! ૬
ઇસુ પાસે શીશ નમાવી ગાઈએ આ વાર,
ગૌરવ, સ્તુતિ તને હોજો ઇસુ તારણહાર ! ૭

---

## ૧૦ દેવપુત્ર-તેનો અવતાર.

નાતાલની ગરબી રાગ-હા રે મખી સેવો પતિ

જુઓ, આ શુ દુતો પેલા નભમા,
મધુ સ્વરે ગાતા બહુ હર્ષમા ' ટેક
સાખી-ધ્યાન ધરીને સાભળો મીઠો સુર આવે,
તે ઝીલવાને સહુ પળો સુપેગામ લાવે
" અતી ગૌરવ દેવને ઉચ્ચ વ્યોમમા,
મીઠી શાતિ આજે વળી ભોમમા " જુઓ.
સાખી-સ્વસ્તિ ! સ્વસ્તિ વદતા નવિન ભૂપને આજ
નૃત્ય કરીને વદતા પે'રાવે હર્ષે તાજ.
" ધન ધન હોજો તે નવ ભૂપને,
પાપી કાજે ધર્યું જે નર રૂપને " જુઓ
સાખી-દિવ્ય રાજનો ભૂપતિ દાસ બને છે આજ
ગૌરવ, માનને જે અતિ દે છે તજી જગ કાજ
" અહા ! કેવો ઉંડો તેનો અનુરાગ
નાવે લેતા તેનો કદિ કઇ તાગ " જુઓ.
હર્ષ કર તું હે અવની ગયા સહુ પાપ ને દુઃખ ,
દેવ સુતે સ્વર ભૂવની છોડી દેવા તને સુખ !
" દિલ ભેટ લઈને જો તેને નમ
મીઠી શાતિ લઇ સદા સુખે રમ ' જુઓ.

---

## ૧૧ દેવપુત્ર-તેનો અવતાર.

ગરબી રાગ-સાભળ પેલી કોયલડી.

બેની, સાંભળ, પેલા દેવ દુતો બહુ હર્ષમાં રે
ગાતા છન્દમા રે ટેક

“ અન્હદ ગૌરવ દેવને વ્યોમે, શાંતિ મધુરી પ્રસરો ભોમે ”
અમૃત સ્વરે ગાતા બહુ આનન્દમાં રે — ગાતા.

બેથ્લેહેમ સીમે મધરાતે, ચમકી રોશની બહુ ભાત ભાતે,
હતા જ્યારે ભરવાડો કંઈ નિન્દમાં રે — ગાતા

“ જાગો, ભરવાડો, સહુ જાગો, બીક ધરીને નહિ તમે ભાગો,”
સુણજો, તારણ વાર્તા બહુ આનન્દમાં રે. — ગાતા

દાઉદ કેરા પુરમાં આજે, ત્રાતા જન્મ્યો છે તમ કાજે,
ગભાણ માંહે જોશો તે માત ગોદમાં રે — ગાતા

જય જય પ્રભુ જય જગ સ્વામિ, સ્વર્ગ તજીને થયો દુઃખ વામિ,
ભજીએ પ્રીતે તને સૌ આનન્દમાં રે — ગાતા

---

## ૧૨ જય જય જય મસિહને આજ.

રાગ—મસિહકી જય

“ જય, જય, જય, જય, મસિહને આજ ’ અખિલ અવની ગાય
જગ તારણ કાજે જન્મ્યો આજ જય જય મસિહને ગાય ટેક

જાણી ભલા ભરવાડો જન્મ્યો છે ઇસુ રાય
આનંદે પરહરી વાડો જોવા ગભાણે જાય ૧

વળી જ્ઞાની માગીઓ અતીશે ખુશી થાય
ગગને તારો લાગીઓ જોઈ તેઓ ત્યાં ધાય ૨

દુતો પણ કેવા આજ અત્યાનંદે ભગાય
ખ્રિસ્ત ભુપને પે'રાવી તાજ મધુરાં ગીતો ગાય ૩

‘ મહિમા પરમ ઉંચામાં આજે પ્રભુને થાય
શાંતિ મધુરી મહિમા સર્વત્ર વ્યાપી જાય ” ૪

છોડી સૌખ્ય રાજ, તાજ અને સૌ મહિમાય
ઉદ્ધારવા સૌ જનો આજ આવ્યો છે અવની માંય ૫

બાળ, યુવ, વૃદ્ધ આજ નમો ઇસુને પાય
જયાનંદે કરી અવાજ કરો સૌ તેને રાય ૬

કોઇ લાત મારે કોઈ ઠેસ   કોઇ ઝાલે તાણી એના કેશ,
વળી નિંદા કીધી ભાત ભાતે   અને પાછા મારે લાત લાતે. ૧૫

કોઈ મારે ગાલે તાણી તાણી   પ્રભુ નયણુ થાય પાણી પાણી,
બહુ માર મારે મન ધાર્યું   પછે પૂછે "તને કોણે માર્યું" ? ૧૬

કોઇ દંડ લઈ મારે શીર   જેથી તેમાથી વહે રૂધિર,
તેના પવિત્ર મો પર થુંકે,   પાછા મારે લાતે ને મુકે ૧૭

પ્રભુ તું તો ન્યાયી નિષપાપી   કદર જાણી ન તારી તથાપિ
સર્વ વિશ્વનો છતા સ્વામિ   તને મારે આ જાત હરામિ ૧૮

હવે માર તો ઘણો છે બાકી   પ્રભુ તેથી તુ જાશો થાકી '
ના, ના, નથી તેથી થાકવાનો   મજ લીધે સહુ સાખવાનો ૧૯

કોરડાનો જે આકરો માર !   પડે પીઠ પરે વારવાર
ગઈ લોહી થકી રંગાઇ,   ગઇ માર થકી ભગાઇ ૨૦

જુઓ, રક્તની ધાર વહે છે,   છતા મારવા દુષ્ટો ચહે છે,
આવે મૂર્છા પ્રભુને તે વારે,   ક્રુરો દીલમા દયા ન ધારે ૨૧

હવે ઉપર વાતને છાડી   અવર દુખની કહુ મૂખ માડી,
આજે કહુ છુ હમણા વાત   ભુલી જશો ન મારા ભ્રાત ૨૨

કંટક મુગટ શીર ધરાવી,   વધસ્થભને ખાંધ ચઢાવી,
મારી મારી ચલાવે વાટ   કાલવરી એ ઘડવા ઘાટ. ૨૩

પ્રભુ થાકે, ભુખે ને તરસે   ને જે ઉપર માર વરસે,
સ્થભ સાથ તે ભોય પડે છે   જોઇ સન્નારીઓ સૌ રડે છે ૨૪

અંતે આવી પોચી જગ્યાય   ગલ્ગથા નામે ઓળખાય,
ત્યા તે ઉતારીઓ વધસ્થભ   જડાવ તણો ત્યાં કર્યો આરંભ. ૨૫

પેલા વસ્ત્ર ઉતારી લીધા   માહે માહે તે વેચી લીધા,
પછે ચટોપાટ થભ સાથ   સુવાડીઓ રે મસીહા નાથ ! ૨૬

એકે લીધા ખીલા હથોડી   જોવા શાત થયા હાર જોડી,
મારા ગુરૂને થભની સાથ   જડાવ કરવા ઉપાડયા હાથ ૨૭

મારી હથોડા તાણી તાણી તેના જડી લીધા બેઉ પાણી,
પછે કર્યાં જુલમો કારી જડયા પાસ ક્રૂસ કરી ભારી ૨૯
અને ઉભા કીધો એ થંભ નિંદા તણોરે કીધો આરંભ,
"જો તુ હોય મસિહા રાય તો તો બચાવ તારી કાય" ૨૯
આજુબાજુ જે ચોર જડાયા દુષ્ટ કામોમા જે પકડાયા
એમા એકે એ કીધી હાસ 'હો તુ ખ્રિસ્ત તો કા પામે નાશ" ૩૦
તરસ લાગી તેને જે પેર આણી પીવા દીધુ એને ઝેર,
અને ઉચ્ચારી પ્રેમી વાણ મારા પ્રભુએ મુકયો પ્રાણ. ૩૧
હતો પ્રભુ તો મન કરાયો જતા વૈરી ન તેથી ધરાયો
માટે હાથમા ભાલો લીધો જેમે કુખમા ભોકી દીધો ૩૨
અરેરેરેરે ! આ શો ગજબ ખ્રિસ્ત સહે એ પ્રીતે અજબ !
હશે જગમા શુ આવુ નામ ! જેણે કીધી હશે આવી હામ ? ૩૩
ફક્ત પડે જો શુદ્ધ કરણુ વહી બને છે એક ઝરણુ,
અનંત વહે એ પાપી કાજે નાહી શુદ્ધ બને તે આજે ૩૪
હતો દોષ તો સઘો આવો, નર્ક જવાનો આવ્યો વારો
પણ ખ્રિસ્તે કીધુ મજ ત્રાણ નર્ક થકી બચાવીઓ પ્રાણ ! ૩૫

× × × × × ×

'પ્રભુ પગ જે કરે વિશ્રામ કહી પોતાનો ત્રાતા ખાસ,
તેનો કદિ થશે નહિ નાશ પણ પામશે અનંત વાસ" ૩૬

---

## ૧૯ દેવપુત્ર-તેની સ્તુતિ.

Praise Him ! Praise Him !

Tune—S S 208

સ્તવો ! સ્તવો ! ઈસુ જે ધન્ય ઉદ્ધારનાર !
આ, હે પૃથ્વી-તેવો અજબ આ પ્યાર !
સ્તવો ! સ્તવો ! મહિમામા દુતો સૌ મહાન
બળ, માન મહિમા ઇસુને દો અપાર !
પાળક પેઠે અમ્ભાળે તે નીજ હલવાન,
સ્વહસ્તે ગોદ લે છે—જો તે દિનમાન

સ્તવો ! સ્તવો ! પ્રભુની પરમ મોટાઈ,
સ્તવો ! સ્તવો ! હર્ષે નીત ગીતો ગાઇ ! ૨૬

સ્તવો ! સ્તવો ! ઇસુ જે ધન્ય ઉદ્ધારનાર,
આપણે લીધે વધાયો મરાયો
ને તે આપણું અનંત તારણ થયો છે
સ્તવો ! સ્તવો ! સ્થળે જે જડાયો !
ગાઓ ! ગાઓ ! આપણો સૌ બોજ મળ્યો છે
પ્રિતિ કરી અજબ ઉંડી અપાર ! ૨

સ્તવો ! સ્તવો ! પ્રભુ જે ધન્ય ઉદ્ધારનાર !
સ્વર્ગી દ્વારા, જોરથી જયકાર કરો !
તે છે રાજ્ય સદા ને સર્વકાળ કરનાર
સનો મધા તેને શીર તાજ ધરો !
તે જયવાન થઇ, જગત ઉપર છે આવનાર,
સત્તા, ગૌરવ મળશે તેને તે વાર ૩

---

## ૨૦ દેવપુત્ર-ખ્રિસ્તના ગુણ.

'Christ my all'

**"ખ્રિસ્ત મારૂં બધું."** રાગ-અભંગ-મરેઠા.

ખ્રિસ્ત બાજારીમાં, ખ્રિસ્ત નાજારીમાં,
કરે મારી નીત, સેવા ચોકી ચીત્ત ૧

ખ્રિસ્ત વિપત્તિમા, ખ્રિસ્ત સંપત્તિમાં
સંગે રહે સદા, વિયોગી ન કદા ૨

જ્યારે હોઉં સુખી, કે હું હોઉં દુઃખી,
વિદારીને ભ્રાંતિ આપે મને શાંતિ ૩

ખ્રિસ્ત મારો તાત, અને મારી માત,
સારે સર્વ ગરજ, સુણી સર્વ અરજ ૪

ખ્રિસ્ત મારો બંધુ, અને મારૂં સંધુ,
યુદ્ધે મારા વડે શત્રુ સામે લડે ૫

ખ્રિસ્ત મારો વાણી, કહીશુજ કાલી,
દેવા મને સાં'ય, સદા હાજર થાય ૬

ખ્રિસ્ત છે દેનાર, ખ્રિસ્ત છે લેનાર,
દેશે મને સર્વ, માગ્યુ વિના ગર્વ. ૭

ખ્રિસ્ત મારો સ્વામિ, અને દુખ વામિ,
વાતો રૂડી ભાખી, દુખોને દે નાખી ૮

મારૂ તે અજવાળુ, તેથી પથ ભાળું,
ખ્રાઈ મારો નેતા, દોરે મને તે તા. ૯

ખ્રિસ્ત મારૂ જીવન, અને સ્વર્ગી ધન,
ને છે મારૂ અન્ન ખાએ મારૂ મન ૧૦

ખ્રિસ્ત નામ તારૂ, લાગે મને પ્યારૂ,
વર્ણવીશ તે નીત મધુર વડે ગીત ૧૧

---

## ૨૧ દેવપુત્ર-તેનું પુનરૂત્થાન.

### "પ્રભુ આજ ઉઠયો છે."

"Christ the Lord is risen again" ૭ સ્વરો.

Tune-Essex M H 162

ખ્રિસ્ત પ્રભુ આજ ઉઠયો છે, જય જયકાર વર્તાવ્યો છે!
જુઓ, પૃથ્વી ને આસમાન, હર્ષે ગાએ, જયના ગાન! ૧

દુખ ને માર સૌ સહીને, દીધો પ્રાણ સૌ ચઢીને,
શીઘ્ર માનવ જાતનું ત્રાણ, હર્ષે ગાઓ, જયના ગાન! ૨

થયો સૌ દુઃખીત ને દીન, થએ જે દીલાસા હીન,
હાલ તે છે ભૂપ મહિમાવાન, હર્ષે ગાઓ, જયના ગાન! ૩

પત્થર, મુદ્રા ને ચોકી, અને કબરને રોકી,
ઉઠયો આજે ખ્રિસ્ત જયવાન, હર્ષે ગાઓ, જયના ગાન! ૪

આવ્યા ધન્ય સુખી વાર! જતો રહ્યો સૌ અંધકાર,
ઉગ્યો ન્યાયપણાનો ભાણ હર્ષે ગાઓ જયના ગાન! ૫

હવે, કે જો આ વર્તમાન, જાલગ ગાએ સૌ જવાન,
" ઉઠયો આજે ખ્રિસ્ત જયવાન " હર્ષે ગાઓ, જયના ગાન ! ૬

---

## ૨૨ દેવપુત્ર-તેનું પુનરૂત્થાન.

" Christ arose "

### " ખ્રિસ્ત ઉઠયો. "

" Low in the grave He lay " ૬ ૫ ૬ ૪ સ્વરો
Tune-S S 152

તે સુતો કબર માંય ઇસુ મજ તારનાર !
ત્રીજા દીન લગી ત્યાંય, ઇસુ તારનાર ! ૧

તે કબરમાંથી ઉઠ્યો, તેના શત્રુઓને જીતી આજ,
મરણ ઉપર વિજય મેળવીને ઉઠયો, ને જીવછે ભક્તો સાથ કરવા નીત રાજ,
તે ઉઠ્યો ! તે ઉઠ્યો ! હાલેલુયાહ ! ખ્રિસ્ત ઉઠ્યો ! ટેક

વ્યર્થ ચોકીઓ કરી, ઇસુ મજ તારનાર !
વ્યર્થ તેમની મ્હોર કરી ઇસુ તારનાર ! ૨

મોતથી કાંય ન ફાવ્યું, ઇસુ મજ તારનાર !
તેણે તે હરાવ્યું, ઇસુ તારનાર ! ૩

હાલ તે છે પિતા સાથ ઇસુ મજ તારનાર !
મજ કરે વકીલાત, ઇસુ તારનાર ! ૪

---

## ૨૩ દેવપુત્ર-સ્વર્ગગમન ને રાજ્ય.

" Hail, Thou once despised Jesus ! " ૮ ૭ સ્વરો

### " જય, ધીક્કાર પામેલા ઇસુ ! "

Tune-Autumn M H 171

જય, ધિક્કાર પામેલા ઇસુ ! જય, ઓ ગાલીલના રાજન !
સોષ્યું ને બચાવા અમને તે મફત કીધું તારણ
જય ઓ ત્રાતા સેહનારા દુખ, મેં ર સૌના પાપ ને લાજ !
તજ એ ગુણથી મળ્યું છે સુખ તુથી જીવે છીએ આજ ૧

હલવાન પારખાનું તું ઠર્યો, પાપનો બોજ તે ખાંધ લીધો,
દીવ્ય પ્રેમે ભરપુર થયો, તે સ્વહોમ પુરો કીધો;
તુજ લોહીના ગુણથી તારનાર, બચ્યા તારા લોકો છેક,
ખુલ્લો મુકયો આકાશી દ્વાર, દેવ ને માનવ કીધા એક ૨

જય ! મહિમામાં બેઠેલા ખ્રિસ્ત, સા તું નીત કર અધિકાર,
સ્વર્ગી સૌ પ્રજા તને નીત, ગાય બાપ આગળ જય જયકાર,
સા તું લે છે પાપીની દાદ, સા તું સિદ્ધ કરે જગ્યાય
કરે અમારી વકીલાત, જયાં લગ આવ્યે મહિમા માંય ૩

સેવા, માન, સત્તા ધન્યતા, તું છે લાયક પામવા,
મહિમા સ્તુતિ ના અટકતા, મળ્યે તને આપવા,
સા'થ દેવદુત તમે પ્રકાશીત, ગાવા ત્રાતાના ગુણ રૂપ,
લાવો મીઠા ને ઉમદા ગીત ગાવા ઇમાનુએલ ભૂપ ! ૪

---

## ૨૪ દેવપુત્ર-સ્વર્ગગમન ને રાજ્ય.

' Hark, ten thousand harps and voices "

૮ ૭ ૮ ૭ ૭ સ્વરો

Tune-Harewell, M H 177

સુણો, અગળ વીણા ને સાદ, ઉપર દેવને ગીતો ગાય !
આકાશ કાઢે ઘણો હર્ષનાદ, કા જે દેવપુત્ર છે રાય,
જુઓ એમીને પર તખ્ત જગ પર રાજ કરે ખ્રિસ્ત ફકત,
હાલીલુયાહ ! હાલીલુયાહ ! હાલીલુયાહ ! આમેન ! ૧

ભૂપ મહિમાના, રાજ કર સદા, ને મુક માથે અમળ તાજ,
ન થાય જુદી તુંથી કદા, જે છે તારી સૌ સમાજ,
તારી દયાનું જે સુખ, પામ્યે જોઇ તારૂં મૂખ,
હાલીલુયાહ ! હાલીલુયાહ ! હાલીલુયાહ ! આમેન ! ૨

ત્રાતા, જલ્દી લાવ તુજ આવવું, લાવ, ઓ લાવ, દીન મહિમાવાન,
સુણી અજબ તુજ બોલાવવું ટળી જશે જગ આસમાન

ત્યારે અમે ગાશું ગાન, "ગૌરવ જય તને શ્રીમાન."
હાલીલુયાહ ! હાલીલુયાહ ! હાલીલુયાહ ! આમેન ! ૩

---

## ૨૫ દેવપુત્ર-તેના ગુણ.

"I'll sing the love of Jesus"

### "હું પ્રભુનો પ્રેમ ગાઇશ."

રાગ—મરેઠા ૫૬.

હું ગાઇશ પ્રભુ જયવાન
હા, હું ગાઇશ પ્રભુ પ્રેમવાન,
થયો મૃત્યુ પરે અતી ઘણો તે જયવાન ટેક.

ગાઇશ અમૃત સ્વરે નીત,
પ્રભુની અજબ પ્રીતના ગીત,
મર્યો હું પાપી માટ ખચીત,
પ્રાણ નીજ મૂલવાન
કાલવરી ઉપરે કરીને કુરબાન. ૧

દેવ પિતાનો અપરમ પ્યાર,
ને નભનો જે હર્ષ અપાર,
થયો તે માનવ તારણહાર
દેહ ધારી મહિમા,
છોડી રાજ તાજ અને સહુ મહિમા ૨

મજબુત અમુલ અને અપાર,
અદભુત પ્રભુ તારો પ્યાર
કેમ અરે હું ભુલું લગાર,
પ્રસારીશ હે મહાન
ફરી ફરી અખિલ આ મધ્યે જહાન ૩

રે, મજ જીવન તારૂં થાય
સર્વસ્વ મુજ તને અપાય,
ભવસિંધુ આ જ્યારે તરાય,

આવુ, હુ હરખાતાં,
તારી પાસે તવ પ્રમ ગીત ગાતા ૪

---

## હુ પ્રભુને નહિ છોડુ.

" My Dear Lord I'll not let Thee go. " ૮ ૬ સ્વરો.
Tune-St Stephen. M H 86

મજ પ્રિય પ્રભુ ખ્રિસ્ત તને, હુ કદિ ન છોડુ,
તે સ્વજીવ અર્પયો મને શુ તે પ્યાર હુ તોડુ ? ૧
અસહ્ય દુખ જે તે સહ્યુ ! કાલવરી સ્થભ પરે !
અમુલ્ય રૂધિર જે વહ્યુ ! શુ ભુલુ હુ અરે ! ૨
એ સ્થભ ઉપરનો તારો પ્યાર મોહે મને અધિક,
ને યાદ આવે છે વારવાર, ને લાગે છે રમિક ૩
પાપી છુ, તોપણ આવુ છુ એ તારા સ્થભ આગળ,
તારા પર વિશ્વાસ લાવુ છુ, બચાવ મને આ પળ ૪
એ તારી ઉત્તમ મિત્રતા હુ કહીશ સર્વને,
કે જાણે તારી શ્રેષ્ઠતા, ને આવે તુજ કને ૫
ઓ, ખ્રિસ્ત મારી સ્તુતિ સેવા, છે ઘણી હલકી જાણ,
પણ જ્યારે આવીશ ત્યા રે'વા સ્તવીશ દૂતો સમાન ૬

---

## ૨૬ ખ્રિસ્તિ જીદગી-અર્પણ તથા કૃપામાં વધવું.

Thou my everlasting Portion " ૮ ૭ સ્વરો
Tune-"Close to Thee" M H 332

તુ છે મારો હિસ્સો અનત જીવ કર્ત્તા અધિક ઓ નાથ,
સર્વ મારી યાત્રા પર્યત બચાવ મને તારી સાથ
તારી સાથ, તારી સાથ, તારી સાથ, તારી સાથ
સર્વ મારી યાત્રા પર્યત, ચલાવ, મને તારી સાથ ૧
જમીક આરામ કિર્તિ ને સુખ કાજે નથી મારી પ્રાર્થ,
હામે કામ કરી સહીશ દુખ કેવળ ચલાવ તારી સાથ.

તારી સાથ, તાની સાથ, તારી સાથ તારી સાથ
હર્ષે કામ કરી સહીશ ,ખ, કેવળ ચલાવ તારી સાથ. ૨

મોતની ખીણમા થઈ દે નાન, ભવસિંધુ તરાવજે નાથ,
ત્યારે અનંત જીવનના દ્વાર, મધ્યે પેસુ, તારી સાથ.
તારી સાથ, તારી સથ તારી માથ, તારી સાથ,
ત્યારે અનંત જીવનના દ્વાર, મધ્યે પેસુ તારી સાથ ૩

---

'Lord Jesus tale this heart " ૮ સ્વરો
Tune-Hursley M H 47

૨૮ **" હે પ્રભુ, તું મારૂં દીલ લે. "**

હે પભુ લે આ દીલ મારૂ, પાપથી ધોઇને કર તારૂ
સૌ ડાઘ તુજ રકતે કાઢી નાખ ને સદા તારા જેવુ રાખ. ૧

તારી શકિતએ ને હામે, હુ સદા લડુ પાપ સામે
માટે જંઇન તારી સાથે, કે પાપની ઉપર જીત પમુ ૨

એમજ કર સાય મુજ મિત્રને, મોકલી આત્મા પવિત્ર,
કે થઈએ તારા ખરા વીર, વિશ્વાસથી લડયે ધરી ધીર ૩

જીવન ભર રે' તુ મારી સાથ ને ચલાવ મજ ધરીને હાથ
ને યુદ્ધમા લડના પાપી જય, સૌ શાંતિ તુમા અતિશય ૪

---

" Loving Kindness "
" Awake, my soul to joyful lays. " ૮ સ્વરો.
૨૯ Tune-Loving Kindness M H 539

હે, મારા આત્મા, હર્ષે લાગ, ને ત્રાતાનુ ગાન કરવા લાગ,
તે કે'છે ગાવા એક ગીત ફકત, કૃપા તેની કેવી મફત ! ૧

મને નાશમા પડતા ભાળ્યો ત્યા સ્વકરે પ્રેમે ઝાલ્યો,
સુધારી મારી અવનતિ, કૃપા તેની કેવી અતિ ! ૨
જો શત્રુ મજ વિરૂદ્ધ જાગે, ને નાશ કરવા પૂઠે લાગે,
તે દ્વારે મને નિર્ભય પાર કૃપા તેની કેવી અપાર ! ૩

જ્યારે વિપત્તિ આવે ઘોર, ત્યારે મજ ખુટે સર્વ જોર,
તે સદા રે'છે પાસ મારી, કૃપા તેની કેવી ન્યારી ! ૪
છેલ્લે હુ છોડતા મારો પ્રાણ, ગાઇશ ઇસુની પ્રિતના ગાન !
કરીશ હુ હર્ષે જય જય જય ! કૃપા તેની કેવી અક્ષય ! ૫

---

" Strong Salvation "

## ૩૦ મજબૂત તારણ.

" God is my strong salvation " ૭ ૬ સ્વરો
Tune–Aurellia M H 448.

દેવ છે મજ મજબૂત તારણ, કોય મને શુ કરનાર ?
દુખ ને પરિક્ષણ કારણ, છે મજ નુર, મદદગાર,
જો દુશ્મન ચઢી આવે, હુ સ્થિર રહી લડીશ,
શુ મને ત્રાસ ગભરાવે, મજ પક્ષમા જ્યારે ઈશ ? ૧

થા, ના, ના હિમત હે પ્રાણ, જો સતાવે તને,,
તારો મદદ કરનાર જાણ, છે તુજ દેવ તુજ કને
સૌ શત્રુને હરાવવા, છે સમર્થ તેના હાથ,
વિશ્વાસ ને હામ વધારવા તુ જાગૃત રે' કર પ્રાથ ૨

મૂક, પ્રભુમા દ્રઢ વિશ્વાસ હે જીવ રહીને શાન્ત,
તેના પર હોય તારી આશ, જ્યારે દુખી એકાન્ત,
તે તુજ દીલમા વસાવશે, સ્વબળ ને હર્ષ તમામ,
તે તારા દીન લબાવશે, જ્યા લગ તુ લે આરામ ૩

---

## ૩૧ ખ્રિસ્ત, હું તારો છુ.

" I am Thine O' Lord " ૧૦ ૭ સ્વરો.
Tune–S S. 607

તારો છુ, ઓ ખ્રિસ્ત, સુણ્યો તારો સાદ,
જે બતાવે તારો પ્યાર'

પણ હું આવું છું ખગ વિશ્વાસ સાથ,
ને તુજ પાસે છું રે'નાર ૧

રાખ મને પાસ, પાસ, ધન્ય પ્રભુ,
જ્યા સ્થંભે તે મોત સહ્યું,
રાખ મને પાસ, પાસ, પાસ ધન્ય તુ પ્રભુ,
જ્યા તુજ કુખથી રક્ત વહ્યું ટેક

અર્પણ કર મને તારી સેવા કાજ,
પ્રભુ તારી દયાએ,
ખરા વિશ્વાસે જોઉં તને આજ,
તારી મરજી મજ થાએ ૨

ઘડી એકભર જો રે' તું મારી સાથ
રે, શો હર્ષ આ દીલમા થાય
જ્યારે આરાધુ તને ઓ મજ નાથ,
મળુ જેમ મિત્રો જોડાય ૩

સમજી શકુ ના તારો ઉંડો પ્યાર,
જ્યા લગ આ જગમા છે વાસ,
જોઇ શકીશ હુ તારો હર્ષ અપાર,
જ્યારે આવીશ તારી પાસ ૪

---

I'll serve Thee to the end.

## ૩૨ હું સદા તારી સેવા કરીશ.

" O, Jesus I have Promised. ' ૭ ૬ સ્વરો
Tune-Angel s story M. H. 350.
or Day of rest. S S 606

હે પ્રભુ તારી સેવા, હુ નિત્ય છુ કરનાર,
મજ પાસે થજે સદા, મજ ગુરૂ ને દોસ્તદાર,
ના બીક મને લડાયની, જો તુ મજ પક્ષે થાય,
યા ન ભટકુ ચુકી પથ, જો તુ મજ દોરી જાય. ૧

ઓ ઈસુ રહે મજ પાસે, આ ફાની જગત માય,
જે ઝખવે તે ભાળુ છુ, ને મોહિત તે સુણાય,
મજ શત્રુ છે મજ પાસે, મજ દીલમા ને બહાર,
રે ઇસુ રહે મજ પાસે, ને પાપથી મજ દીલ તાર ૨

હે ઈસુ, છે તુજ વચન, જે તારી પુઠે જાય,
કે જ્યા છે તુ મહિમામા, ત્યા તારા દાસ પણ થાય,
ને, ઈસુ, તારી સેવા હુ નિત્ય છુ કરનાર,
રે, આપ રે'મ અનુસરવા મજ ગુરૂ ને દોસ્તદાર ૩

---

## ૩૩ હુ ચાહું કે'વા વાર્તા.

" I love to tell the story " ૭ ૬ સ્વરો

Tune–Hankey M H 541

હુ ચાહુ કે'વા વાર્તા ખ્રિસ્ત ઇસુ ત્રાતાની,
ને તેના મહિમાની પણ, ને નિજ પ્રેમ ઘણાની
હુ ચાહુ છુ તે કે'વા સાચીજે જાણુ છુ,
તેનાથી મજ આત્મામા, રોજ તૃપ્તિ પામુ છુ ૧

હુ ચાહુ કે'વા વાર્તા, મહિમામા હુ છુ ગાનાર
ને જુની જુની વાર્તા ઇસુ ને તેનો પ્યાર ટેક

હુ ચાહુ કે'વા વાર્તા, છે અજાયબ અધિક,
મજ મીઠા સ્વપ્નો કર્તા, લાગે છે બૌ રસિક,
હુ ચાહુ છુ તે કે'વા, મજ માટ છે બૌ કીધુ,
જે ખ્રિસ્તે થઈને મરી, મજને તારણ દીધુ ૨

હુ ચાહુ કે'વા વાર્તા, થાયછે આનંદ અપાર,
લાગે અજબ ને મીઠી, કે'તા તે વાર વાર,
હુ ચાહુ છુ તે કે'વા, છે બૌ તેથી અજાણ,
તારણની ધન્ય વાર્તા, જે શાસ્ત્રની મૂલવાન ૩

હુ ચાહુ કે'વા વાર્તા, છે જેઓને એ ભૂખ,
તો પણ સાભળવા મને છે બો તરસ ને ભૂખ,
ને જ્યારે સ્વર્ગે પોચીશ, ગાઇશ હુ નવુ ગીત,
કે'વા તે જુની વાર્તા, જે મે ચાહીછે નીત ૪

---

## " તારો વધસ્તભ ઉચક. "

" Take up thy cross " ૮ સ્વરો
Tune-Germany M. H 433

" લે તુજ સ્થભ જો કે'છે તારનાર જો મજ શિષ્ય થવા તુ ધાર,
કર સ્વનકાર, છોડ જગ ને વા'લ, ને રાક્ષ્ણે મજ પાછળ ચાલ ? " ૧

લે તુજ સ્થભ રે, તેના ભારથી, તુ બીને ના જતો હડી.
તે ઉચકી લેશે તારો પ્રાણ, ને દીલ ને હાથ કરશે બળવાન ૨

લે તુંજ સ્થભ, ના લેશ શરમાતો, યા અભિમાની ન થાનો
ખ્રિસ્તે લીધો વધસ્થભ જાણ, મોત નર્કથી તારવા તારો પ્રાણ ૩

લે તુજ સ્તભ, ને ખ્રિસ્ત પાછળ ચાલ, ના મુખ નીચે લગી અત કાળ,
કારણ જે ઉચકે સ્તભ એટલાજ પામશે પે'રવા મહિમાવાન તાજ. ૪

---

## પ્રેમનિધાન ઇસુ.

રાગ-હિન્દી

પ્રેમ નિધાન, ઇસુ કરૂણા કીજે દરશન હે પ્રભુ મજને દીજે ટેક
હુ અતી પાપી, તન ને મનથી, હવે પ્રભુ પાપ ક્ષમા સહુ કીજે. ૧
સેવકની તુ હર દુખ ભતિ, બળ બુધ આપીને સેવા લીજે. ૨
આ ભવ સાગરમા નિત શકા પ્રતિદિન સેવક રક્ષા કીજે ૩
તુ તો છે મજ તારણહારો, મજ ભણી રે'મની દષ્ટિ દીજે ૪
હુ નીત સેવુ તુજને હેતથી, મજ મન શુદ્ધ કરી વાસ લીજે ૫

---

He leadeth me.

### ૩૪ તે મને દોરે છે.

" He leadeth me, O' blessed thought. " ૮ સ્વરો.

Tune–He leadeth me. M H. 489

તે દોરે છે ! રે ધન્ય વાત ! મને સ્વર્ગી દીલાસા સાથ !
જે કાય કરૂં, તે જ્યાંહિ જ્યાં, મને સ્વહસ્તે દોરે ત્યાં. ૧

તે દોરે છે, તે દોરે છે, મને સ્વહસ્તે દોરે છે,
હુ તેનો સત શિષ્ય અધશ, કારણ મને દોરે છે ઈશ ટેક

કોઈ વેળા દુઃખ ને આફતમાં, ને કોઈ વેળા એદન બાગમાં,
આ ભવ તોફાનો કરી શાન્ત,—તે દોરે છે રહી સગાત ! ૨

પ્રભુ, ગ્રહુ છુ તારો હાથ, ઝુર્યા શિવાય રહું તારી સાથ,
સંતોષી છુ, જે દે તુ સ્થિત, કારણ મને દોરે છે નીત ! ૩

ને જ્યારે મજ કામ પુરૂ થાય, ને તુજ દયાથી જીત પમાય.
મોત નદીથી હુ ના બીનાર, કારણ તુ દોરે છે તે વાર ૪

કાળીદાસ ચુનીલાલ

---

### ૩૫ Work, for the night is coming ૭ ૬ સ્વરો

Tune–Work song M H 422.

કામ કરો રાત આવે છે, કરો સવારમા કામ,
ને જાલમ ઓસ ચળકે છે, તવ ન લો આરામ,
કામ કરો જેમ દીન ચડે, ને જાલમ માથે જાય,
કામ કરો રાત આવે છે, ત્યારે કામ ન થાય. ૧

કામ કરો રાત આવે છે, કરો ધુપમા પણ કામ,
કામ કરવાનો એ છે કાળ, પછી છે આરામ,
છે દરેક પળ બૌ કીમતી, તે ન વહાબી જાય;
કામ કરો રાત આવે છે, પછી કામ ન થાય. ૨

કામ કરો રાત આવે છે, દીન આથમી જાએ છે,
ને સોનેરી જે પ્રકાશ, ઝાંખો થાએછે,
કામ કરો જાગ છેલ્લુ, કીરણ પામે વિરામ,
કામ કરો રાત આવે છે, જ્યારે પુરૂ થાય કામ. ૩

કાળીદાસ ચુનીલાલ

---

૩૬ "Higher Ground." ૮ સ્વરો.

હુ ઉચે આગળ વધુ છુ, રોજ નવા પગલા ચઢુ છુ,
જેમ વધુ પ્રાર્થના કરૂ છુ, પ્રભુ મને દે ઉચે વાસ. ૧
ઉચક મને પ્રિય એ નાથ ને રાખ આકાશે તારી સાથ,
કે ગાઉ તને હુતો સાથ, દે મને ઉચસ્થાને વાસ ટેક

મજ ઇચ્છા નથી રે'વાની જ્યા દુખની બીક ભૌ સે'વાની,
ઘણા તો રહે આ શુભ જાણી, પણ ઉચ સ્થાન એજ મારી આશ ૨

હુ રહીશ ઉપર જે આથે જો કે શેતાનના તીર વાગે,
વિશ્વાસે જોઉ સુરાગે ગીતો ગાતા ત્યા દેવના દાસ. ૩

હુ જઇશ જ્યા છે ઉચ સ્થાન, ને જોઇશ રોશની મહિમાવાન,
ને જ્યારે પોચીશ હુ આસ્માન, સદા ત્યા રહીશ પ્રભુ પાસ. ૪

---

૩૭ " ઇસુનું હલવાન. " ૭ સ્વરો.

Jesus' Lamb

Tune–I H 642

હું છુ ઇસુનુ હલવાન તેની આખમા છુ મૂલવાન,
મારે લીલા બીડો માંય, ને જીવનનુ પાણી પાય. ૧
હા, હુ છુ, હલવાન, હા, હું છુ હલવાન,
હા, હુ છુ, હલવાન, હું ઇસુનુ મૂલવાન. ટેક.

હું છુ ઇસુનુ હલવાન મારે માટે આપે પ્રાણ:
વાઘ ને વરૂ અને ચોર, મજ પર જો અજમાવે જોર. ૨

હું છુ ઇસુનુ હલવાન, તે છે મારા પર મેંઃબાન
જો કદિ થાઉ બિમાર, પાસે રહી કરે સા.વાર ૩
હું છુ ઇસુનુ હલવાન, બોલાવે મીઠી વાણ,
ને સંભાળી દોરી જાય, લાવે કુશળ વાડા માય ૪

---

## ૩૮ "ઈસુ સર્વોત્તમ મિત્ર."

રાગ–દુનિયામા દિલ નહિ લગાના

મને લાગે મસિહા બહુ પ્યારો, હું તો કિંકર દીન બિચારો ટેક
તેણે કીધા ઉપકારો હજારો, તેહ યારો હૃદયે વિચારો ૧
તેના મીઠા મીઠા સુકરારો સુખ શાંતિમા કરે વધારો ૨
વાત તમે વિચારો દીલદારો, કોણ પાપી માટે મરનારો ૩
કોણ જગતનુ કલંક હરનારો, કોણ દુખીનાં દુખ લેનારો ૪
મજ અંતરતણા ઉદગારો, 'ઇસુ મસિહ ખરો તારનારો' ૫
પ્રેમ ખરો ઇસુ કરનારો, તેના પ્રેમનો નથી કિનારો ૬
ઇસુ મિત્ર છે સારામા સારો, મને લાગે તે પ્યારામા પ્યારો ૭
હશે જગતમા મિત્રો હજારો, પણ ઈસુ તો ન્યારામા ન્યારો ૮

રામજી પુંજાભાઇ

---

"Precious Name."

## ૩૯ મૂલ્યવાન નામ.

"Take the name of Jesus" ૮ ૭ સ્વરો

લે તુ સાથે ઇસુનુ નામ, તુ જે પાપ દુખથી પિડાય,
તે હર્ષ દેશે અને આરામ, તો તે લે જ્યા કે તુ જાય ૧
મૂલ્યવાન નામ, રે, શું મિષ્ટ! જગની આશ ને સ્વર્ગી હર્ષ.
મૂલ્યવાન નામ રે, શું મિષ્ટ! જગની આશ ને સ્વર્ગી હર્ષ ટેક.

લે નામ ઇસુનુ તુ સાથ, તે છે ઢાલ સૈ ફાંદાઓ,
પરીક્ષણથી જો તું ઘેરાય, જપ તે પાક નામ પ્રાર્થનામાં ૨
રે, નામ ઇસુનુ છે કિંમતિ! આત્મા કેવા ખુશી થાય,
જ્યારે લે આપણને પ્યારથી, જીભો કેવી સ્તુતિ ગાય! ૩
ઇસુ નામને સૌ ભજીશુ, ધરી તાજ ને લાગી પાય,
સ્વર્ગે ભૂપનો ભૂપ કરીશુ, જ્યારે યાત્રા પુરી થાય. ૪

વિરજી ખોજાભાઈ

---

૪૦ "Standing on the Promises" ૧૧ ૯ સ્વરો
Tune-S S 877.

રાખુ ખ્રિસ્ત મજ ભૂપના વચનો પર ઇમાન,
ગાઉ હર્ષે સદા કાળ તેના વખાણ,
મહિમા પરમ ઉંચામા, આ ગાઇશ ગાન,
રાખુ દેવના વચનો પર ઇમાન ૧

. રાખુ, રાખુ, રાખુ ખ્રિસ્ત મજ ત્રાતાના વચનો પર ઇમાન,
રાખુ, રાખુ, હુ રાખુ દેવના વચનો પર ઇમાન. ટેક

રાખુ વિશ્વાસ વચનો પર જે ન તૂટે,
જ્યારે વ્હેમ ને બીકના તોફાનો છૂટે,
દેવના જીવંત શબ્દોથી હુ જીતુ તે,
રાખુ દેવના વચનો પર ઇમાન, ૨

વિશ્વાસ તે પર રાખ્યાથી હાથ ભાળુ છુ,
મૂલ્યવાન લોહી, જેથી શુદ્ધ હું થાઉ છુ,
આજ્ઞા તેની પાળતા છુટકો પામુ છુ,
રાખુ દેવના વચનો પર ઇમાન. ૩

રાખુ વિશ્વાસ દેવના વચનો પર હર વાર,
કરુ સદા મનથી માચો તે પર પ્યાર,
ઇ છે ફતેહ નિત્ય આત્માની તરવાર
રાખુ દેવના વચનો પર ઇમાન ૪

વિશ્વાસ રાખતા વચનો પર ન પડુછુ,
અને જ્યારે વાત આત્માની સુણુછુ,
સર્વસ્વ મજ ખ્રિસ્તમા જો નીત રહુછુ,
રાખુ દેવના વચનો પર ઇમાન ૫

---

૪૧ " When Peace like a river " ૧૧ ૮ ૯ સ્વરે.
Tune-* S 901

જ્યારે શાન્તિ મજ વાટ વ્હે નદિ સમાન;
ને દુખની રેલ ચઢે ભાત ભાત,
હોય ગમે તે હાલ તે શીખવ્યુ છે આ ગાન,
' સારૂ છે સારૂ છે, મજ દીલ સાથ ' ૧

'સારૂ છે મજ દીલ સાથ,
સારૂ છે, સારૂ છે મજ દીલ સાથ" ટેક

જો દુષ્ટ સતાવે હોય કસોટી ઘણી
આ ખુશ આશમા થાઉ શાન્તવાન.
કે ખ્રિસ્તે જોયુ મજ લાચારી ભણી,
ને પાડ્યુ નીજ રક્ત તારવા મજ પ્રાણ ૨

મજ પાપ-ર સુખનો આ મહિમાવાન વિચાર !
મજ પાપ—મોં શુદ્ધા નામ નિશાન,
થએ જડાયા, જે કદિ ના સેનાર,
સ્તુતિ ગા, પ્રભુની ઓ મજ પ્રાણ ૩

ને હવે ઓ ખ્રિસ્ત અત્રે વે'લો પધાર
કે જતા રહે વાદળ અશાન્ત,
રણશિંગડા વાગે-ઉતર ઓ મજ તારનાર,
આવ ઓ આવ, ખુશી છે મજ દીલ સાથ ૪

---

૪૨ ' When upon Life's billows " ૧૧ ૯ સ્વરો.
Tune-S S 745.

જ્યારે જીંદગીમા તોફાન તમ પર જાગે,
ને નુકશાન બૌ થયુ છે જો એમ લાગે,
ગણો સૌ આશીર્વાદો, એક પછી એક,
ને ખ્રિસ્તના પાડ જાણી અજબ થયો છેક ૧

ગણો આશીર્વાદ એક પછી એક,
ગણો, ખ્રિસ્તે જે દીધા અનેક,
ગણો આશીર્વાદ એક પછી એક,
ને ખ્રિસ્તના પાડ જાણી અજબ થયો છેક. ટેક

ચિંતાનો બોજ તમારા પર આવે છે ?
ને વધસ્થભ લેતા ભાર બૌ લાગે છે ?
ગણો સૌ આશિર્વાદ, જશે સર્વ વ્હેમ,
ને હર્ષે ગીત ગાશો દિવસ જશે જેમ ૨

જુઓ, પારકી જમીન ને દોલત જે વાર,
યાદ કરો ખ્રિસ્ત સ્વર્ગી સંપત છે દેનાર,
ગણો સૌ આશિર્વાદ, દૈ ના શકે જર,
ઉપર તમને બદલો કે આકાશી ઘર ૩

માટે તોફાન આવે, તમો પર જે વાર,
ના હિમત ના થશો, ઇશ્વર છે જોનાર,
ગણો સૌ આશિર્વાદ, દુતો મોકલી પાસ,
મદદ ધીરજ દેશે યાત્રા લગી ખાસ ૪

---

૪૩ ' When I can read my title clear " ૮. ૬ સ્વરો
Tune-Arlington M H 440

જ્યારે હુ વાંચીશ મારૂ નામ, સ્વર્ગી સુખી ઘરમાય,
હુ ટાળી દેશ મજ ભય તમામ ને હુ નહિ રડુ ત્યાય. ૧

જો જગ કરે હુ સાથ વિરોધ ને ફેંકે નાશના તીર,
હુ નહિ ગણુ શેતાનનો ક્રોધ, પણ લડીશ ધરી ધીર ૨
જો ચિંતા આવે રેલ સમાન, ને દુ ખ તોફાન પણ આમ,
હુ પો'ચી જૈશ મજ કુશળ સ્થાન, જ્યા છે મજ ભૂપનુ ધામ ૩
ત્યા ના'શે મારો થાકયો પ્રાણ, સ્વર્ગીં સુખ સાગરમા,
ત્યા દ ખનુ નથી નામ નિશાન તે મજ સુખી ઘરમા ૪

---

## ૪૪ વિશ્વાસ, આશા ને પ્રિતિ. ૭ ૬ સ્વરો.

Tune-Webb M H 386

વિશ્વામ આશા ને પ્રિતિ એ ત્રણ સુગુણ કેવાય,
પણ તેઓમા તો પ્રિતિ, સૌ કરતા તરી જાય
કારણ તે છે સહનશીળ, ને ઉપકારી સદા,
ન અદેખાઈ કરે, યા ન વડાઈ કદા
ને કુલતી નથી કદિ ન વર્ને વિશોભિત,
તે ન પોતાનુ શોધે, ન સતાપે ખચિત,
ન ભુડુ કોયનુ ધારે ન હર્ખાય અન્યાયમા,
સધાનુ તે ખમે છે ને હર્ખાય સત્યમા .
ને સધુ ખરૂ માને ને ગણે સૌની આશ
પ્રિતિ કદિ ન ખૂટે, લે ના કદિ કડવાસ,
વિશ્વામ આશા ને પ્રિતિ, એ ત્રણ નો છે મજુર
પણ તેઓમા તો પ્રિતિ, છે ઉત્તમ ને મધુર
પ્રિતિ વિનાનુ માનવ નકામુ તો લાગે,
પ્રિતિ વિનાનુ માનવ, પણ દેવથી રહે આઘે,
રે, પ્રિતિ ! દિવ્ય પ્રિતિ ! તુ ઉતરી આવ, મજ પાસ,
મૌ ચ્હુ તે કરાવી કર મારા દિલમાં વાસ.

---

## ૪૫ ઇસુની ફોજની તૈયારી.

૧૪ ૧૫ ૧૫ ; ૭ સ્વર.

Tune-Glory Hallelujah-S S 697

હે ઇસુ ! સિપાઈ, તમે સજી લો આયુધ
દુષ્ટ સેના સાથે તમારે તો કરવાનુ છે જુધ,
લડો ખુબ શેતાનની સાથે તમે મનમા રાખી શુધ
થશો ફતેહમંદ ! ૧

ગૌરવ ! ગૌરવ ! હાલીલુયાહ !
ગૌરવ ! ગૌરવ ! હાલીલુયાહ !
ગૌરવ ! ગૌરવ ! હાલીલુયાહ !
ઇસુ છે આગેવાન ટેક

સરદાર પોકાર કરે છે તમે થઇ જાઓ તૈયાર
ધજા સુવાર્ત્તાની ઉચકી તમે રહો ખબરદાર !
હિમત ધરી દિલમા અને હાથમા લઇ હથિયાર,
આશ રાખો ઇસુ પર ! ૨

સરદાર ને યોદ્ધો ઇસુ છે, તે પર લાવો ઇમાન,
તેના સામુ નીત જુઓ, ન કદિ ન થશો હેરાન,
ડરો ન શેતાનથી વા લશ્કરથી, સાથ છે આગેવાન,
થશો ફતેહમંદ ! ૩

નિચે ન મુકો હથિયાર જાલમ ન થાવ જયવાન
ઇસુ દોરે ત્યા જજો, તે છે થાકમા ભૌ આશ્રય સ્થાન !
તે જલદી દેશે ફતેહ ને આરામ ને તાજ મહિમાવાન !
ને આનંદ સદા કાળ ! ૪

---

## ૪૬ રે'મ છે અપાર ને મફત.

" Mercy is boundless and free "

Tune-S S 393.

સ્તવન ઇસુને, છે તેની મફત રે'મ છે મફત રે'મ છે મફત !
પાપી તે રે'મ વડે તુજ માટે ફકત—રે'મ છે અપાર, ને મફત !

જો તેના પર વિશ્વાસ કરવા તુ ચા'ય, રે'મ છે મફત, રે'મ છે મફત !
તો તો અનંત જીવન તુથી પમાય, રે'મ છે અપાર, ને મફત ! ૧

ઇસુ, ઉદ્ધારક, હાલ શોધે તને, શોધે તને, શોધે તને
પ્રેમે ધીમેથી બોલાવે તને, શોધે બોલાવે તને ! ટેક

શાને પાપ ડુંગર પર ભમ્યા કરે ? રે'મ છે મફત, રે'મ છે મફત !
પ્રેમે ખ્રિસ્ત તને બોલાવે ઘરે, રે'મ છે અપાર ને મફત !
જો છે અંધારામાં અજવાળે આવ, રે'મ છે મફત, રે'મ છે મફત !
ખ્રિસ્ત ચાહે હાલ તારો કરવા બચાવ રે'મ છે અપાર ને મફત ! ૨

વિચાર, તેની દયા ધીરજ ને પ્રીત, રે'મ છે મફત, રે'મ છે મફત !
બાપ આગળ તુજ કરે મધ્યસ્થી નીત, રે'મ છે અપાર, ને મફત !
આવ, કરી પસ્તાવો દીલ તારૂં લાવ, રે'મ છે મફત, રે'મ છે મફત !
દુઃખ ન દે તેને, પણ જેમ છે તેમ આવ, રે'મ છે અપાર ને મફત ! ૩

હા, વિશ્વાસ કરનારને માફી મળે રે'મ છે મફત, રે'મ છે મફત !
આવ, વે'લો પામવા આશિષ આ પળે રે'મ છે અપાર, ને મફત !
ઇસુ બોલે છે, સુણ તેની વાણી, રે'મ છે મફત, રે'મ છે મફત !
બચી જા, તેના પર વિશ્વાસ આણી રે'મ છે અપાર ને મફત ! ૪

---

૪૭ સુવાર્તાના ઘંટ.

The gospel bells

Tune—S S 356

સુવાર્તાના ઘંટ વાગે, જમીન અને દરિયા પર,
તેઓ આપણને સંભળાવે, તારણની ધન્ય ખબર,
"દેવે કરીને પ્રિત આપ્યો જગને વાલો તન,
તે પર કરે જે વિશ્વાસ તે પામે અનંત જીવન" ૧

સુવાર્તના, વાગે ઘંટ ! જમીન અને દરિયા પર,
સુવાર્તના લાવે ઘંટ ! તારણની ધન્ય ખબર ટેક

સુવાર્ત્તાના ઘંટ નોતરે, જ્યાં છે તૈયાર મીજબાની,
નવ કરશો જરી અવગણના, પણ સ્વિકારશો મે'માની,
"હું છું જીવતી રોટલી તે તું ખા, ઓ ભૂખ્યા પ્રાણ
જો હોય પાપ લાલ વસ્ત્રો સમ થાશે શ્વેત મંઉ સમાન" ૨

સુવાર્ત્તાના ઘંટ ચેતવે, રોજ પર રોજ જેમ વાગતા જાય,
જેઓ નિત્ય રે' છે અચેત, પાપની બુરી હાલત માંય,
"તુજ જીવ લે નાશી જા, કોય મેદાનમાં રે'તો ના,
પાછળ જોતો ના–ફિ, રખે દુઃખમાં ખાખ થૈ જા" ૩

સુવાર્ત્તાના ઘંટ છે હર્ખિત, જેમ જેમ સંભળાય દુર ને દુર,
થભે જડેલા ત્રાતાની, લાવ પ્રીતની વાત મધુર,
"સૌ કાજ લાવ્યો છુ વાત, તે છે મોટા આનંદ રૂપ,
જન્મ્યે ત્રાતા તમો કાજ, જે છે ખ્રિસ્ત પ્રભુ ને ભૂપ" ૪

---

'Gospel feast'

## ૪૮ સુવાર્ત્તાની મિજબાની.

"Come sinners to the gospel feast" ૮ સ્વરો.

આવો, તૈયાર છે મીજબાની સ્વિકારો ખ્રિસ્તની મે'માની
રે કોઈ પણ ના રે'શો પશ્ચાત, ખ્રિસ્ત તેડે છે સૌ માનવ જાત ૧

બોલાવું સૌને દઈ નામ, આ આમંત્રણ છે કાજ તમામ,
આવ, સૌ જગ, ને પાપી આ વાર! ખ્રિસ્તમાં સૌ વાના છે તૈયાર ૨

આવો પાપથી જે પીડાય છે ને આરામ કાજ જે ભટકાય છે,
દીન લુલા, લંગડા ને અંધા, ખ્રિસ્તમાં આવકાર પામો સંધા ૩

આ ધન્ય વાર્તાને દેજો કાન, ખ્રિસ્ત પાસ આવી લો જીવતદાન,
કરો વિચાર ખ્રિસ્ત પ્રેમ તણો તેનું મરવું ન વ્યર્થ ગણો ૪

જુઓ, આગળ છે બેઠેલા, જે મૂલ્યવાન અર્પણ થએલો!
સંધા પામો તેના ઉપકાર તેની રેમની બચો આ વાર ૫

---

## ૪૯ રે, સર્વ તરસ્યા તમે જીવનના પાણી પાસે આવો.

" Ho ! every one that thrusts " ૮ સ્વરો
Tune-M H 258

રે ! સૌ તરસ્યા પાસે આવો, સૌ પતિતને ખ્રિસ્ત બોલાવે,
લો, દયા ને તારણ લ્હાવો, લો, દ્રાક્ષરસ, દુધ ને રે'મ ભાવે ૧

આવો, જીવતા પાણી પાસે ! રે સુણો ખ્રિસ્તનો સાદ આજે
ઘરે વળો સુખ બૌ થાશે, લો, મફ્ત દયા છે સૌ કાજે ૨

જુઓ, ખડકથી અમુલ્ય ! તમો લીધે વહે ઝરો,
ના લાવો પૈસા કે મુલ્ય, પાપ ત્રાસથી તમે જે મરો ૩

તે બદલે ન કાય બેસે દામ, સૌ ટ્હોક વાના છોડી દો
પામો મફત દેવનુ ઇનામ મારી શાંતિ ઇસુમા લો ૪

---

૫૦ "Blow ye the trumpet blow" ૬ ૬ ૬ ૬ ૮ ૮ સ્વરો
Tune-Lenort. M H 294

ખુશિ નર્ફુ વગાડો મધુર અવાજ વડે
અવનીને જગાડો આ લગ સીમા જડે
તારણનો દિવસ આવીઓ ! ઘરે વળો સૌ પાપીઓ ૧

ઇસુ યાજક મહાન કીધું સ્વપ્રાયશ્ચિત
રે થાકેલા શાંતવાન ન દુખીત હો, દુખિત
તારણનો દીવસ આવીઓ ! ઘરે વળો સૌ પાપીઓ. ૨

પાપ ને નર્કના દાસો, પામી લો છુટકારો
ઇસુમા રૈ વાસો, ને નિર્ભય સદા રો'
તારણનો દીવસ આવીઓ ! ઘરે વળો સૌ પાપીઓ ૩

સુવાર્તા સાદ સાભળો તે છે આકાશી સુખ
રે બચેલા ભળો, ખ્રિસ્ત ત્રાતાની સન્મુખ,
તારણનો દિવસ આવીઓ ! ઘરે વળો સૌ પાપીઓ ૪

---

## ૫૧ ઉડાઉ દિકરાને પાછા બોલાવવા તેના પિતાના કાલાવાલા.

રાગ—"ચાલો ચાલો સહુ બાળો"

ફર તુ પાછો, હે તન તુ ફર, શીખ આ મારી દીલમા ધર. ટેક

સપત્તિ લૈને થયો છે તૈયાર, જવા વિદેશે થવા સુખી,
પાણી પેઠે તે વહી જશે યાર, થશે પછી તુ અતિ દુખી ફર તું

નવિન દેશે, નવિન વેશે, નવિન મિત્રો તને થશે
તીડ પેઠે ધન ઉડાવી દેશે, ઝટ પોતાને સ્થાને જશે ફર તુ

સ્વતત્રતામા સુખ તુ ધારે પણ એનો તને અનુ નડશે
ખુવારી કરશે તે તવ ભારે, અને પછી તુ અતિ રડશે ફર ત

મજ વીણુ કરૂણા મળશે ન કરનાર થશે જ્યારે તવ અવનતિ
સુણે જો તુ ના વચનો આ વાર થશે અનુતાપ તને અતિ ફર તું

માટે, વાલેરા હે તન તુ ફર મગાના સુખમા તુ કર વાસ
મોજમજા ને આનદ તુ કર ગ્હીને નર્વ અમારી પાસ, ફર તુ

---

## ૫૨ ઉડાઉ દિકરાના કાલાવાલા.

રાગ—'માગ આ સમાગમા

પ્રાર્થ આ બાળની સ્વિકારો, હે પિતા દીલે દયા ધરી ' ટેક

" સપત્તિ સર્વ મે ખર્ચી નાખી સ્થિતિ થઇ છે બહુ ઝાખી ' હે

" આકાશ વિરૂદ્ધ વળી તમારી પાપો કીધા છે બહુ ભારી હે

' ગણો ન હવે બાળ આ વાલો માત્ર એક દાસ મમ ભાળો " હે.

" મજ ઉદરે ન મળે ખાતા નમુ છુ ચર્ણે કાજ તાતા " હે

" અસખ્ય પાપો કર્યા મે તાતા અન્ય તુ વીણુ કોણ ત્રાતા " હે

---

## ૫૩ માનવી ગર્વ તજો.

રાગ—મરેધા

તજો, તજો માનવી ગર્વ તજોરે ધરી દીનતા દીલે ખ્રિસ્ત ભજોરે તજો

ગર્વ કીધા થકી તો દિવ્ય દુતરે, પડયો હેઠળ આકાશ થઈ ભૂતરે, તજો
રાય ફારૂન ગર્વિષ્ટ બહુ થયોરે, લાલ સમુદ્ર તેને ગળી ગયોરે તજો
ગોલ્યાથ યુદ્ધે ગર્વમા તણાયોરે, એક છોકરા વડે તે હણાયોરે તજો
ઉઝીયાહે ગર્વથી યજ્ઞ કીધોરે, તેથી પોતાને અગ કોઢ લીધોરે. તજો
વળી હેરોદ રાયે ગર્વ કીધોરે, પડી અગમા કીડે જીવ લીધોરે. તજો
દીધો જેણે ગર્વને અગ વાસરે, તેનો થવાનો જરૂર અતિ નાશરે તજો
રાક જનો સહુને બહુ ભાવેરે, ખુદ પ્રભુજી ચહીને બોલાવેરે તજો
દાસ કહે, માનવી ગર્વ તજોરે પે'રી દીનતા દીલે ખ્રિસ્ત ભજોરે તજો

---

## ૫૪ નવ કરશો મત્સર ખોટો.

નવ કરશો મત્સર ખોટો—ટેક

ગર્વ અનિલ થઇ મનજલ ટીપે, મસ્ત કરે પરપોટો,
સમજ, સમજ મન મદ્ય નહિ તો, સ્ફોટ થશે જલગોટો નવ
દાઉદ ને ગોલ્યાથ થકી તુ, સાર ગ્રહી લે મોટો,
વ્યાઘ્ર તણો જેમ એક હલવાને પળમા પકડયો તોટો નવ
વિષધર છે અભિમાન ખરેખર કા પય દઇ કર મોટો,
હણહણ હાલજ હાલ નહિ તો, અતે તુ પડશે ખોટો નવ.
તરૂવરમા એક વાસ વધીને, લબ જશે બહુ સોટો,
અતર અતર જામી જાણે, પોલ પડયો છે મોટો નવ.
હે મન મદ ઉન્મત્ત ન થાજે, જગમા વમે તવ જોટો,
વાર વિચાર લગાર નહિ તો, ઘાટ ઘડાશે ખોટો નવ

---

## ૫૫ Temperance Hymn ૬ ૫ સ્વરો

Tune-"Hold the fort" S S 669

જાગૃત રહી કામ કરીએ, દીન તેજસ્વી કાજ,
જ્યારે જીત્યે સૌ ભડાઈ જામે ખ્રિસ્તન રાજ ૧

" ખ્રિસ્ત ને સ્વદેશ કાજે લડો " કે શ્વેત ધજા નીન
બધે ફરકી રહે, તો જાણો, થઇ છે આપણી જીત ટેક.

પાપ ને દારૂતણી ફેદમા, લોક બૌ મરી જાય !
ઉઠો, ખ્રિસ્તિ, વારે ધાઓ, ખ્રિસ્ત આપે છે સા'ય ૨

જુઓ, દારૂ—દુશ્મન બધે, કરે કેર અપાર !
યત્ન પ્રાર્થનાના આયુધે, કરો તેને ઠાર ! ૩

ખ્રિસ્ત ને સ્વદેશ પરના પ્રેમે, દુશ્મન હરાવા !
ખ્રિસ્તની ધજા ઉંચકી આગળ, ' જય જય ' વર્તાવો ! ૪

---

## ૫૬ દારૂનો સંગ છોડો.

રાગ—"વરઘોડો, વરઘોડો "

સંગ છોડો, સંગ છોડો, દારૂનો સંગ છોડો રે ટેક
નેહ છે એનો બહુ ઠગારો, અરે તેતો નઠારો દારૂનો.
ધન ને આબરૂ લુટીજ લેશે, કોતરે ફેંકી દેશે. દારૂનો.
બહાદુર વિરા અનેક શાયા, યુદ્ધે ગયા હરાયા દારૂનો
વૈભવી રાજ્યો પીને આ પાણી, થઇ ગયા ધુળધાણી દારૂનો
હતા રે જેઓ કરોડોપતિ, થઇ ગયા છેક જતિ દારૂનો
નાગ સમાણુ એનુ છે ઝેર, વાસ દેશો શુ પેર ! દારૂનો.
કકાસ, કુસંપ તણુ રે મુળ, વાળો એના પર ધુળ દારૂનો
રૂધિર સર્વ ચુશીજ ખાશે, ખોખુ કરીને જાશે. દારૂનો
તજો નઠારો દારૂનો સંગ, વાસ ન દેશો અંગ દારૂનો
દાસ કહે છે પોકારી, ભાઇ શીખ લેજો વધારી દારૂનો

---

## ૫૭ એપવર્થલીગનાં ગીતો.

### ' હે પ્રભુ ઇસુ સૌના નાથ. ' ૮ સ્વરો.

Tune-'Duke Street ' M H 631

હે, પ્રભુ ઇસુ, સૌના નાથ, સુણ તુ અમારી નમ્ર પ્રાર્થ
આ એપવર્થ લીગના કામને નીત, કરજે તુ સૌ આશીર્વાદિત ૧
નિત્ય ફેલાવ તુ એનુ કામ, નિત્ય, સ્થપાવ તુ એનુ નામ,
કે તેમા ભણે જે જુવાન સૌ તને અર્પે સ્તુતિ માન. ૨
જ્યા જ્યા છે આ ધન્ય નિશાળ, ચલાવ કામ મોટુ ને વિશાળ,
કે એથી સૌ લોકો અંગે પ્રભુને સ્તવે ઉમંગે ૩
ને, હવે, હે દયાળુ ઇશ, રેડ આ ધન્ય લીગ પર આશિષ,
કે તેમા આવી માનવ સુત, દે તને માન મહિમા ને સ્તુત ૪

---

## ૫૮ આવો સૌ જુવાનો. ૬ ૫ સ્વરો.

Tune-Onward christian soldiers
M H 381

આવો, સૌ જુવાનો ' આ એપવર્થ લીગમા
પ્રેમ આનંદ ને ઉત્સાહ, લાવીને દીલમા,
ખ્રિસ્ત ઇસુની વાતો, બલવાન ને વિશાળ
શિખવા ઉત્તમ ઠામ છે, આ ધન્ય નિશાળ ૧

આવો સૌ જુવાનો આ ધન્ય લીગમા,
પ્રેમ આનંદ ને ઉત્સાહ, લાવીને દીલમા ટેક

સૌ બાળો બળીકા ને મર્દ જુવાન,
આવો આ ખુશ લીગમા હર્ષે ગાતા ગાન,
નુભક્તિ, સુનિતિ શીખો ધરી પ્રીત,
ગૌરવ સ્તુતિ, સન્માન દેજો ખ્રિસ્તને નીત ૨

સાથે લેતા આવજો, કોય એક ઉમેદવાર,
કે આ લીગમા મળી થાય ઓ મદદગાર,
ખ્રિસ્ત ઇસુની વાતો, મૂલ્યવાન ને વિશાળ,
શીખે પુગ હેતે, આવી આ નિશાળ ૩

કરો પ્રાર્થના રોજ રોજ આ એપવર્થ લીગ કાજ,
કે આ શાળા થકી, ફેલાય સ્વર્ગી ગાજ,
સર્વ પ્રજા હેતે, સ્વીકારે તારનાર,
અને દીલથી ગાએ ખ્રિસ્તનો જય જયકાર ! ૪

---

૫૯ ' Far far away in heathen " ૧૧ ૧૦. સ્વરો
Tune-S S 1090

જુઓ, આસપાસ જ્યા રે' છે જાત અજ્ઞાની,
હજારો જીવ, મદદ માટ મરી જાય,
કોણ કોણ જશે તારણની કે'વા વાણી—
પ્રભુ મમ જોના ન કર્તા ચિતાય ! ૧

' સૌ સત્તા મળી છે મને ! સૌ સત્તા મળી છે મને '
સર્વ લોકોમા જઈને કહો સુવાના
ને જુઓ હમ સાથ છુ સદા ' ટેક

જુઓ સૌ લોક સ્વબારણે રહી બોલાવ
હે શુરવીરો ' જાઓ તેઓની પાસ '
ખ્રિસ્તિ, જાગો ! ને થાઓ એકજ ભાવ
સુવાર્તા વડે તોડો પાપનો ત્રાસ ! ૨

કેમ બિહો છો ' ખુદ પ્રભુજી બોલાવે
કેમ બિહો છો ' ને આવે સાથ ર'વા
ખ્રિસ્ત મર્યો છે કે સામા જીવન આવે
જીવન ને તારણ તેથી જાઓ કે'વા ૩

પ્રભુ, તે દીન લાવ જલદી કે' સૌ પ્રજા
હે "દેવ ને ગૌરવ" ગાય આનંદે અનુપ,
છુટકા, બચાવ ને તારણની લૈ ધજા
પોકારે હાલીલુયાહ! "ખ્રિસ્ત છે ભૂપ" ૪

---

૬૦ "Tell the blessed tidings" ૬ ૫ સ્વરો
Tune—Deva. M H 612

ધન્ય વાત સંભળાવો દીવ્ય ભૂપના બાળ,
હોશાના અવાજે ભરો પ્રાત કાળ
તેના તારણના ગીત, ન થાય બંધ જરી
શાન્તિના સરદારને, સ્તવો તાજ ધરી
તેના આમન આસપાસ સુખી સૈન્ય ગાય,
સત્તા મહિમા રાજ્ય, તેના હો સદાય ૧

ધન્ય વાત સંભળાવા જે આ જાણે છે
બંદીવાનને કહેજો, સણવા ચાહે છે
દેજો ભૂખી જનને, ઙ સૌ ઉપાસી
જીવનનુ પાણી, ને, રોટલી આકાશી.
શક્તિવાન બચાવવા તારનાર, પ્રભુ, રાય,
સત્તા મહિમા, રાજ્ય તેના છે સદાય ૨

ધન્ય વાત સંભળાવો, જમીન દરિયા પાર
જુઓ, થાય છે સવાર, નાશી જાય અંધકાર!
જે જે જાણે આ વાત, લૈ જાય આગળ નીત,
દુનો સાથે ગાઓ, તારણ કેરા ગીત
ખ્રિસ્ત જગતનો ત્રાતા તારનાર, પ્રભુ, રાય,
સત્તા, મહિમા રાજ્ય, તારા છે સદાય! ૩

---

## ૬૧ વહાલામાં વહાલું સગું.

સગુ મારે ઈસુ છે વહાલામા વહાલુ, જગત તેથી લાગે નકામુ ને કાળુ ટેક

નથી કોનો સાથી સહોદર એવા, મળ્યો મને ઈસુ મસિહાજ જેવા,
નથી કોનો પ્રેમ અજાયબ એવો, એવા એવો ભાળુ હુ તેહમા જેવો ૧

દુ:ખે સુખે પાસમા પાસ તે રહે છે, પરિક્ષણે હિમત ને સહાય દે છે
માડી વળી આશ્રમ મારો જ તે છે રક્ષા માગી ને સમ કાન કરે છે. ૨

જેને પ્રભુ ઇસુજી એજ સગુ છે, તેને જગમા કોઇતણુ કામ શુ છે
ભલે આ આખુ વિશ્વમંડળ તેનુ છે, સગુ ત વિના સ્વપ્ન સમુ છે. ૩

ધન્ય જેને ઇસુજી સાથ સગાઇ, તરે આ ભવસાગર તે જન સદાઇ,
મળે એને સ્વર્ગ ખરેખર ભાઇ, ફળે જન્મ ને સદા સુખ સદાઇ ૪

નાનજી જેઠાલાલ

---

## ૬૨ પ્રભુનો સહવાસ.

તવ સહવાસમાં સાધો પ્રભુ રે, ક્ષણભર વિરહ ન વાધો ટે૦

મીન તણો જેમ જળવાસ છુટે, સત્વરે તેની જીવ દોરી તુટે,
મૃત્યુ પામે તે પળે તવ વિના મમ જીવ ટળવળે ૧

વૃક્ષ તણા જેમ કુમળા પીલા, સગંધ રૂપાતા થાયજ વીલા,
થાય એવા મારા હાલ, તવ વિના મમ આત્માના વા'લ ૨

તવ વિના મને ચેન પડે ના, ભક્તિ ભાવમા રસ જડે ના,
શુભ અશુભ કળે ના તવ વિના મને કાંઈ વળે ના ૩

સંસારી માર્ગ બહુ અંધારો વારે વારે દુઃખમાં વધારો
દોરે જો તુ ના તે વેળા, તવ વિના હુ ખાઉં હડસેલા ૪

જીવન ભર તુ સમીપ રે'જે, સ્નેહરને મને તુ દોરી લેજે,
લેજે તવ રમ્ય નિવાસે બેસાડી તવ કૃપા વિમાને ૫

---

## ૬૩ " જા, જા, જગીક આનંદ. "

૬. ૪ ૬ ૪. ૬ ૬ ૬ ૪ સ્વરો

" Fade, fade each earthly joy "

Tune–Lundie M H 529

જા, જા, જગીક આનંદ, ખ્રિસ્ત છે મારો,
તુટી જા મોહના બંધ ખ્રિસ્ત છે મારો,
અંધારૂં છે આ રાન જગમાં નહિ આશ્રયસ્થાન,
ખ્રિસ્તજ દે આશિષદાન, ખ્રિસ્ત છે મારો.

મુજ પગ ન થાય માહિત ખ્રિસ્ત છે મારો,
ગા રહીશ હું તો નિત, ખ્રિસ્ત છે મારો,
ધુળનાં ક્ષણિક વાના, ઘડી એક રહેવાના
લુથી હો જવાના, ખ્રિસ્ત છે મારો

જા રાતના [illegible] રે, ખ્રિસ્ત છે મારો,
ભુલાય તુ સવારે, ખ્રિસ્ત છે મારો,
મેં જે યત્ન કર્યાં, તે સર્વ વ્યર્થ ગયા
ખ્રિસ્તથીજ સફળ થયા ખ્રિસ્ત છે મારો

જા જા તુ અંતકાળ, ખ્રિસ્ત છે મારો,
આવ, આવ તુ અનંતકાળ ખ્રિસ્ત છે મારો
વહાલા સુખી તમામ, આવો, ને મિષ્ટ આરામ
આવો, ત્રાતાનું ધામ ખ્રિસ્ત છે મારો.

મેસબાઇ નાનજી

———

## ૬૪ સત, પુરા દીલના.

" True-hearted, whole hearted ! " ૧૧. ૧૦ સ્વરો.

Tune–True hearted whole hearted M. H. 420

સત, પુરા દીલના ! વિશ્વાસુ વફાદાર,
તુજ રે'મથી થઈશુ પ્રિય ઓ રાય,
બાદશાહી ધજા તળે જે છિમ અપાર,
તુજ બળથી લડશુ તુજ કાજે સદાય ૨૬

લડાઇની બુમ પાડો ! શાન્ત રહો ન કદા !
છુટથી, આનંદથી આત્મા તણા જે ગાન,
લડાઇની બુમ પાડો ! વફાદાર સદા !
તુજ રે'મથી થૈશુ ઓ પ્રિય રાજાન ૧

સત, પુરા દીલના ! સંપૂરણ વફાદાર,
મહિમાવાન ભૂપને આજથી થઈશુ,
બહાદુર, ઔ આજ્ઞાંકિત ને શુરા કામદાર,
આનંદથી સદા તને રહીશુ ૨

સત, પુરા દીલના ! ત્રાતા ઔ મહિમાવાન !
લે તારી સત્તા ને એકલોજ કર રાજ,
અમરી મર્જી પર ને સ્નેહ જે જયવાન,
પુરા આધીન બની થૈએ તારાજ ૩

---

## ૬૫ Hark ! hark ! my soul ! ૧૧. ૧૦. સ્વરો.

Tune—S S 231.

સુણ ! સુણ ! મજ દીલ ! દેવ દુતોનુ મધુર ગાન,
લીલા ખેતર ને સાગર પર સંભળાય,
કેવુ સાચુ કરાવે આપણને ભાન,
કે નવજીવન પછી પાપ ન ભળાય ૧

દૂતો ગાઓ ! તમારી ચોકી રાખી
 સંભળાવો અમને સ્વર્ગી મીઠા ગાન,
ત્યાંસુધી કે જાય વિતિ આ રાત આખી,
 ને માફ નભે ઉગે જીવનનો ભાણ ટેક

દૂર, દૂર અધિક સાજ ભમે જેમ ઘંટ વાગે
 તેમ જળ જમીન પર સંભળાય ખ્રિસ્તનો સાદ,
ને થાકેલા, વળી જાય અવળા માર્ગે,
 તુજ ગમ તેમને વાળ ઓ પ્રિય અરવાડ ૨

ચાલો આગળ હજુ તેઓ તે ગાય છે
 આવ થાકેલા, ખ્રિસ્ત તને બોલાવે,
ને આખી રાત સુધી તે સુર સંભળાય છે
 એજ સુગાન અમને શ્રેય દોરી જાવે. ૩

---

## ૬૬ સુણ ! સુણ ! મજ દીલ !

'Hark ! hark ! my soul !' ૧૧ ૧૦ સ્વરો
Tune—Pilgrims M H 621

સુણ ! સુણ ! મજ દીલ દેવ દૂતોનું મધુર ગાન,
 લીલા બેનર ને સાગર પર સંભળાય
કેવું સાચું ફરાવે આપણને ભાન
 કે નવજીવન પછી પાપ ન ભળાય ! ૧
 દૂતો પ્રભુના દૂત પ્રકાશના
ગગનના મુસાફરને ગાય ગાન આવકારના ટેક

ચાલો આગળ, હજુ તેઓ તે ગાય છે
 આવ, થાકેલા, ખ્રિસ્ત તને બોલાવે,
ને આખી રાત સુધી તે સુર સંભળાય છે,
 એજ સુગાન અમને શ્રેય દોરી જાવે. ૨

દૂર, દૂર અધિક, આજ અમે જેમ ઘંટ વાગે
તેમ જગ જમીન પર સંભળાય ખ્રિસ્તનો સાદ,
ને થાકેલા, વળી જાય અવળા માર્ગે
તુજ ગમ તેમને વાળ એ પ્રિય ભરવાડ. ૩
અંતે છે ચેન, હોય માર્ગ લાંબો ને કષ્ટિત
આ ગત જઈ, ને ઉગવો જોઈએ ભાણુ,
સૌ યાત્રા બાદ છે આવકાર તેમને ખચિત
ને મળશે આકાશ જ છે સુખી સ્થાન ૪
દૂતો, ગાઓ! તમારી ચોકી ગણી
મજગાવા અમન સ્વર્ગી મીઠા ગાન
ત્યાંસુધી કે જાય વિતિ આ રાત આખી,
ને સાંઝ નવ ઉગે જીવનના ભાણુ ૫

---

## ૬૭ "આ જગમાં હું એક મુસાફર છું." ૯ ૪ ૯. ૬

Tune—"Old folks at home"

આ જગમાં હું છું એક મુસાફર એક યાત્રાળુ
મુજ મુળ વતન છે સ્વર્ગ સુખ સાગર, મુજ પિતા માયાળુ
આ યાત્રા મારી સાર્થક સત્વર, થઈ જશે જો
મુજ મુળ વતન હું જઉં આ નશ્વર, જોઉં મુજ તાતને તો! ૧
સુંદર શોભે શું સ્વર્ગપુરી! શું, એ રમ્ય ધામ!
શું, શાંતિ ત્યાં મીઠી મધુરી! મુજ ઘેર નહિ દુઃખનું નામ! ટેક
રાજ તેજ દુનો કરે ત્યાં સુલતાન સાંઈ સુમાન!
ત્યાં મુજ પિતા છે ભૂપ મહિમાવાન! ત્યાં ચાલે તેની આણ!
ત્યાં શાનો હોય કહિત દુકાળ! શાની લડાઈ!
ત્યાં તાપ ને શાપ ને શાના રોજગાર! ત્યાં શાની હોય વડાઈ ૨
જે વહિ ગયા છે ત્યાં મુજ વહાલા, મારી પેંલા
અમ ભેટી પડશું સૌ વ્હેલ વ્હેલા થઈને હર્ષ ઘેલા!
મુજ આંખે જોઇશ તારક જ્યાર, તેહ પ્રિય મુખ!
શો! આનંદ થાશે મુજને ત્યારે શું! થાશે મજને સુખ! ૩

મજ દેશ ભણી કરૂં જવ દષ્ટિ, આનંદ ઉભરાય !
થન શુન્ય લાગે આખી સૃષ્ટિ, જેમથી મજ પાય કંપાય,
મજ દેશની અહા ! શુ બલહારી ! શી લીલા લ્હેર !
શુ સુખ ને શાંતિ વાય ઠાર ઠારી, વાહ ! શુ મજ સુખી શહેર ! ૪

નાનજી જેઠાલાલ

---

" Beyond the swelling flo..d "

## ૬૮ મરણુની નદિ પાર.

" In robes made with through Jesus "

૮ ૮ ૮ ૮ ૬ સ્વરો
June-S S 915

ખ્રિસ્તના રકતના શ્વેત લેબાસમા, મળીશુ સ્વર્ગે ઉલ્લાસમા,
ને મિષ્ટ વાર્તાલાપ કરીશુ ન જુદા કદિ પડીશુ
મરણુની નદિ પાર ! ૧

મરણુની નદિ પાર ! મરણુની નદિ પાર !
મરણુની નદિ પાર ! ન જુદા પડીશુ !
મળીશુ ત્યા બધા ! મળીશુ ત્યા બધા
મળીશુ ત્યા બધા ! મરણુની નદિ પાર ! ટેક

ન ડરૂ, દુખ છે ઘડી ભર વિશ્વાસે જોશુ મારૂ ઘર,
ને સાભળુ દુતો કે'તા આમ, "દેવ લુછે તુજ આસુ તમામ,"
મરણુની નદિ પાર ! ૨

રે ધન્ય સભા, મિત્રોની ! શી સલામી તે ગીતોની !
મોતી દ્વાર જ્યારે ઉઘડાશે રે શો ! આનંદ મને થાશે !
મરણુની નદિ પાર ! ૩

રે ત્રાતા, દોર મજ આતુર પાય, કે મારો તે હોસ પુરો થાય,
ત્યા આવી રહુ તારે ધામ જ્યા તુ લુછે આસુ તમામ,
મરણુની નદિ પાર ! ૪

" Love Divine. "

M H 355. ૮. ૭. સ્વર.

દિવ્ય પ્રીત, સર્વોત્કૃષ્ટ પ્રીતિ, સ્વર્ગી આનંદ આવ ભૂમાંય,
તુ અમારામા કર વસ્તી, વિરાજીત તુ થા અમમાંય
ઇસુ, તુ નર્યો અતિ દયાળ, ચોક્ખો, બેહદ છે તુજ પ્યાર
તુજ તારણથી અમોને મળ, અમ છીએ બૌ પસ્તેગાર ૧

તુજ શ્વાસ પ્રેમી આત્મા ફેરો, દરેક ખેદિત દિલમા ભર,
અમને પામવા દે તુજ આસરો, સૌને તુજ વારસદાર કર.
દૂર કર પાપી ભાવ અમારો, આલ્ફા ને ઓમેગા થા,
વિશ્રામમા તુ કર પધારો, પાપથી આત્મા કર છુટા ૨

આવ તુ શક્તિમાન ઉદ્ધારનાર, અમ પર થવા દે તુજ મ્હેર
સત્વર પાછો આવ, ઓ તારનાર, ન જા અહીથી બાહર
તો દૂતો પેઠ સેવા કરશુ, થઇ અમે આશીર્વાદિત,
તુજ ગૌરવી પ્રીતિ માનશુ, કરી સ્તવન અખંડિત ૩

અમે પુનર્જન્મેલ છીએ શુદ્ધ, પવિત્ર અમને કર,
અમે પુરી મુક્તિ પામ્યે, તુ છે દેનાર અરેખર
બદલ તુ ગૌરવી રૂપમાય કે થાય સ્વર્ગ તો ઘર અમ કાજ
તુજ નામ માન્યે બુલંદ મનાય, ઉતારી ગૌરવી તાજ ૪

વીરજીભાઇ ખોજાભાઇ

---

૬૫ "આવ, દયાળુ ઇસુ તારનાર." ૮. ૭ સ્વરો

Tune—Nittleton M H 19

આવ, દયાળુ ઇસુ તારનાર, આ સ્થાને જા આપો આજ,
લગ્ન કાર્ય કરવા આ વાર, મુખ્યામને તુ બીરાજ
આ વરવધુ આગળ તારા, આવ્યા કે તુથી જોડાય
નો આશિષ દૃષ્ટિ ને ભારી આવ, દયાળુ આ સભામાય ૧

કાના ગામે જઇ તે ઇશ, દીધો દ્રાક્ષરસ વધારી,
તેમ આ વર કન્યા પર આશિષ, રેડ, અત્યારે પધારી,
રીબકા ઇસાક વડે તુજ હાથ, જોડાયા પ્રેમે અતુલ,
તેમ આ દંપતિને હે નાથ, જોડ તારા પ્રેમે અમુલ. ૨

સદા તુજ ભક્તિ કરવા નાથ, બળ, બુદ્ધિ, ધન આપજે
અને તારો કૃપાળુ હાથ, તેઓ પર નીત રાખજે,
ભેજે તેમની રોજ મુલાકાત દુઃખ સંતાપ હરી તમામ,
અંતે આ યાત્રા બાદ હે, તાત, લે તુમા દીવ્ય આરામ ! ૩

---

## ૭૦ લગ્નક્રિયા થઇ રહ્યા બાદ.

રાગ "કેસર છાટી કંકોતરી"

આશિષ દે તુ પ્રભુ વધુવરને,
જોડયા અતુલ પ્રેમે તે આજ
આગળ સૌ સમાજ,
કૃપા વૃષ્ટિ કરને ! ૧

દુઃખો કાપી, સુખો બહુ આપજે
અને તવ કૃપાળુ નાથ
તેઓ પર હાથ,
સદાકાળ રાખજે ૪

ચિર, આયુ, બુદ્ધિ, બળ સંપતિ,
દેઈ કરજે તુ સંભાળ,
અંધારે અજવાળ
સુખી કરજે દંપતિ ૨

પ્રેમ વધે વર તણો વહુમા,
જેમ વધે છે અમરવલ્લી,
વૃક્ષા પરે વેલી,
વધે તેમ મેહુમા ૫

ભવ પંથ સદા નહિ સરખો,
વારે વારે તેમા બહુ દુઃખ
અને જરા સુખ,
લાગે તેથી ચરખો. ૩

નિત્ય તારી ભક્તિ ભાવમા રાખજે
કરી તેઓને બહુ ફળવાન
અને બળવાન,
સુખો સદા આપજે ૬

હવે આશિષ દેજે સહુ કામમા,
અંતે આ ભવ પાર કરાવી,
હેતે તુ વધાવી,
લેજે તુજ ધામમા. ૭

## ૭૨ આવ, ઓ દિવ્ય પ્રિતિ.

" Come, O thou Love Divine " ૬ ૬ ૮. ૬ ગ્રન્ન
Tune—Dennis M H 100.

આવ, ઓ દિવ્ય પ્રિતિ અમારામા કર વાસ,
શિખવ આચરવા નુનિતિ પાડી દિલમા પ્રકાશ ૧

શુદ્ધાત્મા ઇસુ આવ કર આ અધારૂ દુર,
અમારા દિલોમા વરસાવ, તારી પ્રિતિનુ નુર ૨

પ્રિતિથી ચાલીએ, પ્રિતિથી કરે કાજ,
પ્રિતિથી નિત્ય ભાળીએ, નિત રહીએ પ્રિતિમાજ ૩

પરસ્પર રાખ્યે પ્રિત, અમ પર તે રાખી તેમ,
પરસ્પર લૈએ બોજો નિત, પુરો કર્યે તુજ નેમ ૪

દિવ્ય પ્રિતિ તુ આવ અમારા દિલમા હાલ
તુથી સૌ કામ પુરૂ કરાવ, કે પામ્યે હર્ષ સૌ કાળ ૫

---

## ૭૩ સુણ ! સુણ ! મજ દીલ ! ૧૧ ૧૦ સ્વરો.

'Hark ! hark ! my soul !' Tune–Pilgrims M H 621

સુણ ! સુણ ! મજ દીલ દેવ દુતોનુ મધુર ગાન
લીલા ખેતર ને સાગર પર સભળાય,
કેવુ સાચુ કરાવે આપણને ભાન,
કે નવજીવન પછી પાપ ન ભળાય ! ૧

દુતો ઇસુના, દુત પ્રકાશના,
રાતના મુસાફરને ગાય ગાન આવકારના. ટેક

ચાલો આગળ, હજુ તેઓ તે ગાય છે
" આવ, થાકેલા, ખ્રિસ્ત તને બોલાવે, "
ને આખી રાત સુધી ને સુર સભળાય છે,
એજ સુગાન અમને ઘેર દોરી જાવે ૨

દુર, દુર અધિક, સાજ સમે જેમ ઘટ વાગે,
તેમ જળ જમીન પર સભળાય ખ્રિસ્તનો સાદ,
ને થાકેલા, વળી જાય અનાથા માર્ગે
તુજ ગમ તેમને વાળ ઓ પ્રિય ભરવાડ ૩

અતે છે ચેન, હોય માર્ગ લાંબો ને કષ્ટિત;
આ રાત જઈ, ને ઉગવો જોઇએ ભાણ,
સૌ યાત્રા બાદ છે આવકાર તેમને ખચિત,
ને મળશે આકાશ, જે છે સુખી સ્થાન ૪

દુતો, ગાઓ ! તમારી ચોકી ગાયન,
સંભળાવો અમને સ્વર્ગી મોટા ગાન,
ત્યાંસુધી કે જાય વિતિ આ રાત આખી,
ને સાફ નભે ઉગે જીવનનો ભાણ ૫

---

૭૪ More love to Thee

M H 317.

ઓ ખ્રીસ્ત મુજ પ્યાર સ્વીકાર મુજ પ્યાર સ્વીકાર
તુજ ચરણે નામુ શીષ સુણ મુજ પોકાર
છુ કરગરૂ આ વાર ઓ ખ્રીસ્ત મુજ પ્યાર સ્વીકાર
ઓ ખ્રીસ્ત મુજ પ્યાર મુજ પ્યાર સ્વીકાર ૧

ક્ષણ ભગુર સુખો મે શોધ્યા અપાર
પણ તુ માગ હવ થા સત્વાધાર
રે તુ સુણ મુજ પોકાર, ઓ ખ્રિસ્ત મુજ પ્યાર સ્વીકાર
ઓ ખ્રીસ્ત મુજ પ્યાર મુજ પ્યાર સ્વીકાર ૨

દિલગીરી દુખો ને આવે જે ત્રાસ
દેવના સૌ દુતો તે છે હિતકર ખાસ
તેમની સગ ગાઉ આ વાર ઓ ખ્રીસ્ત મુજ પ્યાર સ્વીકાર
ઓ ખ્રીસ્ત મુજ પ્યાર મુજ પ્યાર સ્વીકાર ૩

મુજ છેલ્લા ઉદગારો સ્તુત ઉચરશે
સુણી આ સ્વર મધુર મુજ દીલ ઠરશે
રે, તુ સુણ મુજ પોકાર ઓ ખ્રીસ્ત મુજ પ્યાર સ્વીકાર
ઓ ખ્રીસ્ત મુજ પ્યાર મુજ પ્યાર સ્વીકાર ૪

---

રામજી પુંજાભાઇ